# माहासुखराम कृत रसीक
# पदमाळा.

તે

છપાવી પ્રસિદ્ધ કરનાર

## છગનલાલ વલભરામ.

અમદાવાદના નં. ૧ સ. ગુ. નિ. આ.

## અમદાવાદમાં

મામાની હવેલી મધ્યે યુ૦ પ્રિં૦ અને જ૦
એ૦ કંપની. (લિમિટેડ)ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપી.

સને ૧૮૭૭-સંવત ૧૯૩૩

કીમત. ૦-૭-૦

## સુચના.

સરવે સદ્ગ્રહસ્થોને નિચેની બીના ધ્યાનમાં લેવાને નમ્રતા પૂર્વક અર્જ કરી દરસાવુંછું જે આ ચોપડી છાપવાનો હેતુ એછે જે હાલના સમયમાં જેજે પુસ્તકો નવાં નિકળેછે તેમાં કોઇ ભાગ્યેજ ઇશ્વિરી લીલાનું જોવામાં આવેછે પણ કેટલાક ગાયન, લાવણીઓ અને કેટલીક વાતોના બહાર પડેલાંછે.

પણ આ પુસ્તક કેટલાક અનુભવી પદ, તથા રસીક ગરબીઓ ને નિતીની લાવણીઓ ને સુધારાને અનુકુળ પડતા છંદ દોહરા છપાનુંછે.

મને લાગેછે જે આ પુસ્તક વાંચનારનું મન ખુશી કરે એવુંછે એટલે જેને જેવા સાર જોઇએ તેને તેવા મળે એમછે. એવું જાણી કર્તા પાસેથી માગી લઇ સઘળા સજનોની સેવામાં મુકુછુ. ઝવેરી હોય તેજ હીરાની કીમત કરે તેવીજ રીતે ખરા વિદ્વાનને ઝાઝો અનુભવનાવી માણસો આ પુસ્તકની જરૂર સમજશે એ જ અરજ.

લી. છમનલાલ વલવરામ.



# અર્પણ પત્રીકા.

સકળ ગુણ સંપન વિવેક સાગર પર્મ પ્રીય મીત્ર દામોદર દાસ સાંકળેશ્વર આપ મારા બાળ પણાના સ્નેહીછો આપની પ્રીતી દીન પર દીન મારા ઉપર વધતી જોવામાં આવેછે કે જે પ્રેમ પુસ્પની સુવાસથી હુ ભ્રમરનુ અંતકર્ણ તર થઇ ગયુ છે તે દરશાવવાને આ લઘુ પુસ્તકમાં આપનુ નામ મારી સાથે જોડાએલું રેહેવા આ પુસ્તક તમને અર્પણ કરૂછુ તે સ્વિકારશો.

લી. સે. ક. માહાસુખરાંમ નરભેરામ.

દુહા.

રામા ચાહત રૂપકુ રજની ચાહત ચોર.
પંકજ ચાહત દીનમણી ચાહત ચંદ ચકોર.
ખટ પદ ચાહત કુંજકુ ઘન ચાહત જયુ મોર.
પતંગ ચાહત દીપકુ ગોપી નંદકીસોર.
પરોપકાર પ્રભુચહે સાધુ ચહે સત સંગ.
માસુખ દામોદર ચહે મીલતાં અંગ ઉમંગ.

# माहासुखराम कृत रसीक पदमाळा.

## લાવણી.

પાય પડું શ્રી શંકરસુતને ગણપતી જે ગરવા કાવે,
શરણ જતામાં શુભમતિ આવે પ્રાશ્ચિત પ્રૌઢા દુર જાવે;
મુષ્કવાહન વિઘ્ન વિદારણ પાલણ પાંગુળ જન તણા,
એવા ગુણ નિધોને હુ સમરૂં જેથી દુરગુણ જાય ઘણા. ૧
ગવરી જેની માતા શાતા સુખ તણી જે કરનારી,
નીરમળ નારી મુધ બુધ કાવે દુખ સકળની હરનારી;
તનુજ જેના લક્ષ લાભ બે તનયા રિધીને સિધી,
એ મંડળમાં મુખ્ય શોભિતા, સદાય સાનંદ ગુણનીધી. ૨
શણગાર શોભે શિંદુર કેરો પ્યારો મોદિક જેહ ગણે,
દુખ ભંજન દુંદાળો ને ફુંડાળો સંકટ સર્વ હણે;
બંધવ સ્વામી કાર્તિક જેના પુરા સૌ પરિવાર વિશે,
સુર સાથ સૌ કરેજ સેવા કલંક વીણના જેહ દિસે. ૩
એવા સમરથ ગણપતિ સમરી માગુ મુજ સંકટ કાપો,
દયા દીલ દીન પર આણીને અભય કરી કર શીર થાપો;
સમીપ આવ્યો શરણે રેહેવા મેહેર ધરી મતિ ભ્રષ્ટ હરો,
કર જોડીને માગે માસુખ પુરણ આશા આજ કરો. ૪

## દુહો.

મતિ વિશ્વેશ્વર દ્યો વિમળ, કાપો બિધન વિકાર;
શીરપર કર મુકી કરો, પૂરણ આશા પાર.

## ગરબી. ૧

સહુથી સમરથ રાધાવરનો આશરો. (એ રાગ)

શ્રેષ્ટ સરવથી સમરણ શ્રી ભગવાનનું,
બાંજાં ફોગટ ફાંફાં જાણો નેટ જો;
તત્વ પદારથ તજી અન્યને ધ્રચ્છવું.
હાથે માગી લેવી મોટી વેઠજો. શ્રેષ્ટ સરવથી. ૧
મુકતીનો મારગ એ વીણ બીજો નથી,
કે છે વેદ પુરાણ કુરાન કિતાબજો;
સાર સકળ સંસાર વિશે તો એજછે,
મહંત જનના મુખનો એજ જવાબજો. શ્રેષ્ટ સરવથી. ૨
તરવાનું સાધન ત્રિભુવનમાં એજછે,
ભકતી નૌકા સેજે લે ભવ પાર જો;
બેસે જે નિશ્ચિત થઇ બાનું ગ્રહી,
ધન ધન્ય તે નર નાર તણો અવતારજો. શ્રેષ્ટ સર૦ ૩
નિતી રહીત અણસમજુ જન અકુળાય જે,
વારી વલોવ્યા પેરે વ્યર્થજ જાયજો;
અંગીકાર કરે નહી અલબેલો કદા,
રહે રખડતો પોતે મહા દુખ માંહજો. શ્રેષ્ટ સરવથી ૪
કીરતી લોભે કઇક કુટાઇને મુવા,
કઇક મુવા બહુ સેવીને વનવાસ જો;
કઇક મુવા પરજાળીને નિજઅંગને,
ઉઠી ગયા કંઇ માયા કેરે ત્રાસજો. શ્રેષ્ટ સરવથી. ૫

ભલે મુકાવો કરવત જઇને કાશીએ,
ભલે ઉડાવો પુંજી આપી દાન જો;
ફાવે તેમ કરો પણ હરીના ભજન વિના,
કોઇ ઉપાએ નહી ઉદ્ધાર નિદાન જો. એષ્ટ સરવ. ૬
હીમત ધારી ભક્તિ બાણ જેણે ગ્રહ્યું,
કદી ન આવે જમ દુત તેની પાસ જો;
તેને કષ્ટ કરમને પાપજ શું કરે,
જો દેખે સચરાચર શ્રી અવિનાશ જો. એષ્ટ. ૭
ભક્તીગ્રાહકને નહી ભય કઇ વાતનો,
ક્ષિતિ તળમાં નહી હણનારો જન કોય જો;
વિશ્વ વિષે તો વાલાં સૌ તેના વસે,
હરીએ ધાર્યું તે તો સેજે હોય જો. એષ્ટ. ૮
અવીનાશીના આશ્રીતના આગળ કશુ,
સુર અસુર ઇત્યાદીકનું નવ ચાલે જો;
પીડા પડતી પેલાં સાહાય કરે સહી.
બાપોજી બુડતામાં બાવડી ઝાલે જો. એષ્ટ. ૯
મુઢ મનુષ્યને ધારણ માત્ર રેહે નહી,
નીકર વેહેતા મુકે નહી વિશ્વેશ જો;
માસુખનો સ્વામીછે સાગર દયાતણો,
તે દુખ પડવા દે નહી ભકતને લેશ જો. એષ્ટ. ૧૦

ગરબી. ૨

શરણ પડયાને શ્રીજી સત્ય ઉગારશે,

અંદેશા રાખે એ જન અજ્ઞાન જો;
મનુષ્ય મનુષ્યને મુકે નહી તો કેમ એ,
શરણાંગત રખડાવે શ્રી ભગવાન જો. શરણ. ૧
જુઓ બધુ વયમાંહી ધ્રુવન નિસર્યા,
પુરણ રાખી પ્રભુજીનો વિશ્વાસ જો ;
આપ્યું પદ અવિચળ સર્વોતમ શ્રી હરી,
પ્યારો ગણીને પુરી તેની આશ જો. શરણ. ૨
એક હરીની ઓથે પ્રલાદે કર્યું,
પુરણ વૈર પિતા શુ વારંવાર જો;
ટેક જવા ના દીધો તેનો ત્રિકમે.
કીધો હીરણાકશ્યપનો સંહાર જો. શરણ. ૩
જુઓ મીરાંબાઇ રાણી મારૂદેશની,
જેને વાલા ઝાઝા શ્રી જુગદીશ જો ;
કંથે કીધા હણવા ક્રોડ ઉપાય તો,
હરીએ અમ્રોત સરખુ કીધુ વીષ જો. શરણ. ૪
નરસહી મેતા દુરબળ નાગર નાતમાં,
રહ્યા ભરોસે ભુધરને નીરધાર જો ;
આપ કર્યું મોસાળુ પુર્યું શ્રી હરી,
હુંડી શિકારી રાખી લાજ અપાર જો. શરણ. ૫
હતો સુદામો શ્રી હરી કેરે આસરે,
દાળીદ્રે ઘેરાયો તો ઘરમાંહ્ય જો;
ભવની ભાવઠ ભાગી તેની ભૂધરે,

અંતે આપ્યું પદ શુભ શ્રી જગરાયજો. શરણ. ૬
બાધી કર્મ અતી કરતા વાલ્મીકજી,
પામ્યા પુન્ય પુરવને તે ઉપદેશ જો;
ગાયા ગુણ ગોવીંદના પુરણ પ્રેમશું,
મળિયું શરણ હરીનું ટળિયો કલેશ જો. શરણ. ૭
પાંડવ પણ મહા ભકત હતા ભગવાનના,
ઉધાર્યા તે સકળ કુટુંબ સમેત જો;
દ્રૂપદ સુતાની લજ્યા રાખી શ્રી હરી,
ધનાતણું વીણ બીજે નિપજ્યું ખેત જો. શરણ. ૮
સાચુ સમરણ જાણી સુધન્વા તણું,
કાંધા તેલ કડા ટાઢો નીરધારજો;
ભકતી જાણી ભાવતણી જેદેવની,
હરી જીવાડી જેજેવંતી નાર જો, શરણ. ૮
એવા ભકત અનેક હરીને આશરે,
ભવ જળ તરીઆ શુભ પદ પામ્યા તેહજો;
બાંહ્ય ગ્રહે તો તરછોડે નહી બાપજી,
અનાથનો આધાર કહાવે એહ જો. શરણ. ૯
નીચી ઉચી નરહરી જાત જુવે નહી,
સરવેને સરખા છે શ્રી અવીનાશ જો;
ભકતજનોને અધીક ગણે ભાવે કરી,
માહાસુખનો સ્વામીજી ટાળે ત્રાસ જો. શરણ. ૧૦

## ગરબી. ૩

"પેલો ક્યાંગઓ કાનુડો."

પ્રેમીજન વિનારે પીડા પ્રેમની કોણ પ્રમાણે,
અણુજાણ્યાશુ ઉરમાં સમજે; અનૂભવી કોઇ જાણે. પ્રેમી. ટેક
તત્વ શુ જાણે મુકતા ફળનું, બગલો મછનો ભોગી;
જુવતીમાં શુ સુખકુછે તે ક્યમકરી જાણે જોગી. પ્રેમી. ૧
પોથીમાં શો સારજછે તે શ્રોતા વકતા જાણે;
મુંઢ પુરષને મનતો પોથી ઉર કંટાળો આણે. પ્રેમી. ૨
ઘરની ગોરી મનમાં સમજે કંથ તણું જે વીત;
અણ અનુભવી પરનારશુ જાણે પ્રીત તણીએ રીત. પ્રેમી. ૩
વિપત શુંજાણે વંઝા નારી પ્રસુતા કેરી આપ;
વૃંદલ શુ સમજે નિજ મનમાં મદનતણો જે તાપ. પ્રેમી. ૪
રતની કીમત અન્ય ન જાણે, વિના ઝવેરી કોય;
પાંચ હજારનુ પાંચે મળે પણ રંકને હામ ન હોય; પ્રેમી. ૫
દીપકમાં શુ દૈવત છે તે, પોતે લહેજ પતંગ;
અન્ય ન સમજે એ ઉંડઈમાં, જાણે બાળે અંગ, પ્રેમી. ૬
અંગારામાં સ્વાદજ શો તે, આગીયો જાણે આપ,
પ્રેમની પીડા કેવાય નહીને, મુંગે મુઝામણ તાપ. પ્રેમી. ૭
પૂર્વ જનમ સંસ્કાર તણો, તે પ્રેમી મોટો પાસ;
કે માસુખ અણુઘુડચો ઘુડયો, ઘુડ્યો તરે પ્રકાશ. પ્રેમી. ૮

## ગરબી. ૪

તમેરે નંદજી ગોકુળ સંચરો.

ભાઇરે શુ મોહ્યો સંસારમાં, એતો ઝાંઝવાનુ નીરજો;
તૃશ્યાતો એનાથી ભાગે નહી, ઉલટી અંતર થાય અધીરજો,
ભાઇરે. ટેક.

જેવી બાજીગરની પુતળી, તેવું દેહ તણું આ ટાણુંજો;
ભરૂસો શો તેની સ્થીરતા તણો, એતો જાદુગરનુ નાણુંજો. ભા. ૧
જેવા ધુમાડાના બાચકા, જેવો વિદ્યુતનો પ્રકાશજો;
જેવું સાગરનુ સ્થિરતાપણું, જેવું ઉતરતુ આકાશજો. ભા. ૨
નથી નથી સત્ય તત્વ એમાં કશુ. શોગનબંધે કહુછું ખોટો;
રણમાં રડવતા મેલીજશે, કાયા પાણીનો પરપોટોજો. ભા. ૩
માટે ભજન કરો પરીબ્રહ્મનું. વિરા પદવી અવીચળ માગોજો.
માહાસુખના સ્વામીના શરણનું, સુખ ઇછો તો મમતા
ત્યાગોજો ભાઇ. ૪

## ધોળ ૫.

ગીરીધારી નવ ગાયારે, તેં મોટી માની માયારે (તે મોટી)
ગરવે શું હીંડેછે ઘેલા ઘુમતો રે
કઇંક ગયા નર ઉડીરે, નવ જડે નિશાની ઢુંડીરે (નવ જડે)
ચીંતા કરતાં ચટપટ જઇશ તુ ચુમતોરે. ૧
બેહક થઇ શુ બેઠોરે, શા વિચારમાં જીવ પેઠોરે (શાવિચા)
સારૂ ફળ શુ દીઠું આ સંસારમાંરે.
ભવમાં ભટક્યો ભુંડોરે, થઇ માયા કેરો લુંડોરે (થઇમાયા)

કુટાયો છું કુબુધીએ કઇ વારમારે. ૨
પરદારામાં પ્રૌઢરે, શું મોહી રહ્યોછું મુંઢરે (શું મોહી)
હૈયાફુટયા હાથે ફાંસીમાં પડયોરે,
પર ધન પરછે પ્રીતારે, તને નથી સાંભરતી વીતીરે (તને)
ભૂજંગનો અવતાર કુટીલ કરમે જડયોરે; ૩
વીખયા કેરી વાટેરે, તું રોકાઇ રહ્યો શા માટેરે. (તું રોકઇ)
રામ રટણ કરતાં શા ધા તુજને પડેરે
એ હાલત બંધાશેરે, પાછળથી પસ્તાશેરે. (પાછળ)
ત્યાર પછી છુટયાનો છેડો નહી જડેરે. ૪
ફોગટ ફેરા ફરતારે, તને કાલ પરમદીન કરતારે. (તને)
કાળ તણી તે કપરી ફોજો આવશેરે;
દયા દેવને નાંહારે, તને લેશે પલકની માંહીરે. (તને લેશે)
મુદગળના મારોથી કોણ મુકાવશેરે. ૫
કહ્યું માનને મારૂરે, જો સમજે તો છે સારૂરે. (જોશસ)
મનમાં રાખ્ય ભરૂસો રૂડા રામનોરે;
એ છે દીનનો બંધુરે, તારૂ પાપ પ્રજાળે સંધુરે (તારૂપા)
કષ્ટસમે માહાસુખનો સ્વામી કામનોરે. ૬

ધોળ ૬.

રામામાં શુ રાચેરે તુ નાગો થઇને નાચેરે (તુ નાગો)
જોબનીયુંતો જોતામાં ચાલ્યું જશેરે;
જરા વિના બોલાવીરે, તને ઘેરી લેશે આવીરે (તને ઘેરી)
બેઠાને ઉઠયાનાતો સાંસા થશેરે. ૧

ઉનાળાની રાતરે, કંઇ શીત તણુ પરભાતરે (કંઇ)
જાતારે ત્યમ જોબનીયું જાશે વહીરે.
જે જન રહે વિસવાસેરે તે પાછળથી પીડાશેરે (પાછ)
રોવું પડશે અંત્યે કોઠીમાં રહીરે. ૨
નથી નથી રેહેવાનુંરે, જરૂર જરૂર જાવાનુરે, (જરૂર)
ના રહેશો વિશ્વાસે એ જુઠા તણેરે;
એના જે અભિમાનીરે, રહ્યાજ ફાકી વાનીરે, (રહ્યાજ)
ગયુ ગયુ વહીને મુખથી એવું ભણેરે. ૩
માટે મિત્રો ચેતોરે, નહાતો હેજ ફજેતોરે, (નહિતો)
સજવાનો આ અવસર સારો જાયછેરે;
સુભ મારગ સંચરવુરે, કામજ સારૂ કરવુંરે, (કામજ)
કે માહાસુખ આ કાળ તમોને વ્હાયછેરે. ૪

## જુગાર વિષે લાવણી. ૭

શાણા સજન વાત વિચારી ઉરમાંહી સમજો,
જરૂર જુગટુ જોખમકારી કદી ન એ રમજો;
લાણ નથી કાંઇ એહ રમતમાં હાણ થશે ઉલટી,
ગ્રહણ કરે તેનું જન મુરખ જાણીને સુલટી. ૧
જુગટામાં કાંઇ સાર મળે નહી પણ છે નાદાની,
એહ રમત છે રૂડા જનને ભુંડા થાવાની.
આબેહુબ એ કળીયુગ આપે કામ કરે કુડાં,
છુટે નહીએ પછી છોડતાં જણાય જન ભુંડા. ૨
મોટા કૂળના આદ્ય અમીરો લહેવાયા લુંડા,

જુગટામાં જામેલા જનના જણાયછે ઝુડાં;
ખરાબ ખેલ ખેલી મોટા ખોટા થઇ પડીઆ,
રાજ ગયું વળી લાજ રહી નહી,ભોગ ભુંડા ભળિઆ. ૩
વ્યર્થ શ્રમ વિપ્રીત ફજેતી અંત્યે દુખ પામે,
પરમેશ્વર કોપે ને સુખના દિન સઘળા વામે;
સુખ કીરતીનો નાશ થાયને દરિદ્રતા જામે,
સંગત કોદીન કરે ન શુભ જન ધિક્કારે નામે. ૪
ધીરે નહી કોઇ ધન તેહને વાજાં સૌ વેહેરી,
ધીક નામ ધરનાર જુગારી મરદ કે મેરી;
ભૂપર જનમી ભાર કર્યો, નહી સાર લહ્યો સારો
પથ્થર પ્રગટ્યો હોત રજક દે આશીશ ધોનારો. ૫
કૂળ ઉંચાનો હોય કદી જન નવ કન્યાદેએ,
જુગારીઆને ગણો ન નર એ નિશ્ચે ખર લેએ;
કોય ન રાખે કદી ભરૂસો જુગારીઆ નરનો,
ગણે કોય નહી ગણત્રીમાંહી ભાર તોલ ધરનો. ૬
પરણેલી રહે સદા પીયરમાં પ્રેમ પાસ તોડી,
જુગારીઓ જોખમમાં જાએ, ગુણકા ઘર દોડી;
રૂવે રાંડ રોટલાજ સારૂ, ગાળ ઘણી ભાંડે,
છાકેલાનો છેડો વાળી, દુખમાં દિન કાહાડે. ૭
ગતી અનીતો હેરાન થાયતો, જ્ઞાન વિના ફુલે,
બક બક વાતો કરે બડાઇની, ચતુરાઈ તો ચુલે;
કરે ચોરી નહી ડરે વાવરે અથ ઘરનો તોડી;

ભરે પેટ પછી વેઠ કરીને પાસે નહી કોડી. ૮
જુઠુ બોલી પડેજ ભુંડો સૌ ફુઠે ડેલ,
સગાં સબંધી કુટુંબ કબીલો સૌ હાકી મેલ;
ધીક ધીક એ નરને નિત્યે પુનઃ પુનઃ વારૂ,
રમશો નહી એ રમત નકારી સમજોતો સારૂ. ૯
જુઓ પાંડવો જુગાર રમતાં દુખ દરીએ આવ્યાઃ.
બાર સંવત્સ રણુમાં રઝળ્યા પણ સુખ નહી પાયા;
માહા સત્યવાદી નળ રાજા પણ જુગટામાં હાર્યો,
ત્રણ વરસ લગી દુખમાં ડુલ્યો ભર બયમાં બાર્યો. ૧૦
મોટા મહીપત મહાન એવા દુખમાંહી ડુલ્યા,
સાર ન જાણ્યો એકે અંત્યે ત્યારે તે ભુલ્યા;
પૈસો જો નિજ પાસ હોય કો બનીજ વેપારી,
દેશ દેશથો માલ મગાવી, કમાઈ કરો સારી. ૧૧
બાજે ધીરો લાજ વધારો કાજ કરો સારૂ,
પણ મિત્રો એ છંદ પકડતાં વાર વાર વારૂ;
કશૂ ન ચાલે તો રહો બેશી ભિક્ષાથી ખાજો,
અગર ચાકરી કરો કોયની જુગટુ નહી સાજો. ૧૨
નથી નથીરે સાર સકળ છે દુખનુ દેનાર,
જરૂર જરૂર તજવું તે માટે જો ધરછો સાર;
નીચ નીચ એ રમત નીચ છે પરહરવા જાચું,
રાજી રહે કર્તા એ કરવું કહે માસુખ સાચુ. ૧૩

## સંપ વિશે લાવણી. ૮

સાંભળજો નરને નાર અરજ આવાર, સ્વદેશી પ્યાર; કરી
ઉર આપે; સૌ સહો કષ્ટ તે માટ બહુ પરિતાપે. ૧
વ્યાપ્યો સઘળો કંકાસ. અને વળી ત્રાસ, અરે ઉલ્લાસ, નથી
કોઇ ઠામે; દેખુછુ જન દિલગીર અષ્ટરે જામે. ૨
ઝાઝા જરે વાળા જન, વદેજ વચન. અરે આ તન, કયા
હરે પડશે; કારણ શોધે તો મૂળ કુસંપજ જડશે. ૩
વિદ્વાનો કંઈ હમેશ વઢી, વિષેશ, કરીને કલેશ, રાત દીન જાગે;
ધરીષ્યા થકી અન્યો અન્ય, સુખ નિજ ત્યાગે. ૪
ખુવે આપનુ તેજ બિજાનું એજ, જાય ત્રિજેજ, ઠામરે
જ્યારે; જખ મારી હારી રહે, મુંઢમતિ ત્યારે. ૫
એક વીધાને કાજ, હારીઆ રાજ, આવીઆ વાજ, અરી-
બ્યા એવી; રજપુત તણી તે હાલ અવસ્થા કેવી. ૬
તજી સંપ જે જન, રાતને દન, કરેજ રૂદન, ફજેતી થાવે;
દુખીઆરો તે નિશદીન સુખ નવ આવે. ૭
સંપવિનાની સેજ, અગન સમ છેજ, ઉનાળે એજ, અ-
ધોક જયમ બાળે, વીના સંપનુ સુખ નિરે શીત કાળે ૮
સંપ વીના ધન ધણી, ભૂજંગ શીર મણી, મુછ શીંહ તણી
કામનિ નાવે; સંપ વીના સાહ્યબી કબી નહી ફાવે. ૯
સંપ વીના નહી માન, નકામુ ખાન, પાન નિજહાણ, કદી
કો વારે, ભમે શ્વાનની પેર, ઘેર ને બહારે. ૧૦
ધન માલ હવેલી કદા, સાંપડયુ સદા, સંપ વીણ તદા, મરે

જન ઝુરી; વિના સંપ સંપતી વીપતી બુરી. ૧૧

સંપ વીના પરીવાર, અને વણિનાર, તંન નિરધાર, માતને બંધુ; કષ્ટ કૂપબી ન સંપ જણાએ સંધુ, ૧૨

પાંડવ કૌરવ જેહ, સંપ વિણ તેહ. દુખ નીજ દેહ, ભોગવ્યું પોતે; એ કૌરવકૂળ નીર મૂળ થયુંજ કમોતે. ૧૩

એક કુટુંબ નરનાર, માંહોમાંહ બાર, કરી નીરધાર, લડે છે પ્રીતે; બીન સંપે આ દેશ, બગડતો નિત્યે. ૧૪

જે ઠામે નહી સંપ, તહાં શા જંપ ઉલટો કંપ, પછી પસ્તાતા; હજુ સમજશો નહી થશો ધૂળ ખાતા. ૧૫

જેના રૂઠયા રામ, કુર એ કામ દેશનુ આમ, કરીને ચાલે; તેને નહીજ નિરાંત, ત્રાસ જમ કાલે. ૧૬

પુનઃપુનઃ ધિક્કાર, ગયો અવતાર, લીધો નહી સાર, સંપના સુખનો; માગી લેછે જન મૂઢ, દિવસ નિજ દુખનો. ૧૭

માટે શિક્ષા એક, કહુછું છેક, કરી વિવેક, સાંભળો શાણા. કાળે ખાધા દિન કાયરશુરા રાણા. ૧૮

રહે ન અમ્મર કોઇ, એક દીન હોઇ, મર્ણ લે જોઈ, આજ કે કાલે; લાવો હળીમળી રહ્યા તણો મનમાં લે. ૧૯

શા જીવ્યાને માટ, ઘડો એ ઘાટ, અધીક ઉચાટ, માગવો માથે; વિચારી લ્યો આ યાર ઉરની સાથે. ૨૦

એક પીતાથી યાર, થયો સંસાર કોયપર ખાર, માટ ના કરશો; સઘળા સ્નેહી સંઘ સંપથી ઠરશો. ૨૧

કહે માહાસુખ જોડી હાથ, સમજણા ભ્રાત, સંપની વાત,

ઝડપથી ઝાલો; વાલ ધરે પરમેશ દ્વેશને ટાળો ૨૨

લાવણી ૯.

પોત પોતાને કરમે કરીને શ્રમથી નર રળતા.
સુખ દેખી શા માટ અદેખા જન મનમાં બળતા;
સુખ લેવાની આશ હોયતો રહો તમે ભળતા,
ખરીખ્યા કરતા આપે રહેશો નિશદીન કળકળતા. ૧
દ્વેશ થકી લવલેશ કોયના દીવસ નથી વળતા,
અંગે વેઠી આંચ અતી મેહેનતથી સુખ મળતા;
સંપ તજીને કરો લડાઇ નથી વડાઇ એમાં,
ઉલટી નાદાની ફેલાએ દુનીઆપર તેમા. ૨
જુઓ વિચારી કોણ ઠર્યું કે કરિ ઘરખ્યા ઊંડી,
વીણ દુખે લેવું દુખ માગી વાત વડી ભુંડી;
સામાનું સારૂ અવલોકી કોન મરો દાઝી,
સૌને સુખ સજ્જન ચાહો તો રેશે પ્રભુ રાજી. ૩
સગાં સબંધી પ્રીત પડોશી હળી મળીને ચાલો,
તુચ્છ દ્વેષનો ત્યાગ કરીને સંપ સુઘડ ઝાલો;
દેશ તણી ચડતી ઇચ્છોતો સંપ સમીપ ભાળો,
જંપે રહી સૌ ખાઓ મળેલુ મોજ કરી માલો. ૪
સંપ કરોને ધરો સુધારો ડરો ન એ વાતે,
પરઉપકારી કામ આદરો મેહેનત લઈ માથે;
દરદીઓના દરદ હર્યાની હીમત ઉર ધરજો,
આપ બની ઉદાર અતી ડગ પાછુ નવ ભરજો. ૫

માત ઉદર જનમીને સાર્થક કંઇક કંઇક કરવું,
નહીંતો ભાર કર્યો ભૂમીને ભલુ ભલુ મરવું;
શીખ સુણીને સમજો શાણા કરજોડી જાચુ,
પ્રખ્યાતી પૃથ્વીમાં થાશે કહે માહાસુખ સાચુ. ૬

દુહો.

સંપ સજો સજ્જન સદા, હરખ્યા તજીને આપ;
સંપ થકી સંપત્ત થશે, સુખ રાજી જગ બાપ. ૧
સોટી સારી એક તે, ભાગે નાનું બાળ;
પણ ભારો ભાગે નહી, મોટાથી કોઇ કાળ. ૨
સુતર કેરો તાંતણો, ઝાલે જુદો થાય;
આંટી પણ તુટે નહી સંપથી શત્રુ જાય. ૩
બને ન મધપુડો કદી, એક માંખથી જેમ;
કામ સુધારાનુ કદી બને ન એકે તેમ. ૪
કીડીમાં શુ જોરજે, ઉરમાં ધારે હામ;
સંપે થઇ મારે મળી, વિષધર માહાસુખરામ. ૫

મનહર છંદ. ૧૧

પ્યારા મારા સારા હીત ઇછનારા સાહેબો હું,
અરજ ક્ષમા વાર કરૂં તેહ ઉર ધારજો;
જાત નારીની બિચારી સુખકારી ભારી ભ્રાત,
નીચ ન ગણો એ વાત ઉરમાં ઉતારજો;
હીણા ને હરામખોરની જે હીણી ચાલ તેને,
હાલ હાલ બાળ કાઢી દાડી દાડી ડારજો;

નમ્ર નારીને ભણાવા કાજ મૂઢ પુરૂષોને,
શીખામણ રૂપી માર વારવાર મારજો. ૧
કારણ કે કરતારે ભુવનના ભરતારે,
આજી મનુષ્યની જાત સરખો સગાઈમાં;
પુરૂષ ભણે ગણે ને થાય હુંશિઆર પણ,
પ્રેમદા ન પઢે મોટી વાત એ નવાઈમાં;
અવિનાશીને ન હોય વાલું અળખામણું જે,
માનની પઢાવવાનો નિયમ મનાઈમાં;
સરખો સંબંધ હક હારોહાર આપ્યો તેને,
ખુંચી લેતાં પડે ખરખરે ખોટી ખાઈમાં. ૨
ઇરીખ્યા અપાર કરી ઈશ ડર દુર ધરી,
તરૂણીને તાબે રાખવાને તમે જાઓ છો,
સુખ સાટે દુખ લ્યોછો મિથ્યા અભીમાન માંહી,
અભણેલી અબળાથી ધોકા ઘણા ખાઓ છો;
વિદ્યા વીણની વનીતા લહે નિજ ધર્મ નહી,
મતી વીના કલેશ કરે તેથી દુખ પાઓ છો;
તોય પણ તેહ આદરો તમે ખસુસ નહી,
વારેવારે વેમ આણી અનીતીમાં ધાઓ છો. ૩
બાળને સુધારનાર નાર નિરધારયાર,
કેળવણી આપી શકે કેમ વિણ આપમાં;
બામની ભણેલી કદી આચરે ન આળકાળ,
ધરમમો મરમ લહીને રહે માપમાં;

જાણી જોઈ જુવતીને રાખો અભણેલ પછી,
થાયછે વિલાપ વળી આપ પડો પાપમાં;
કાયાએ વેઠેલું કષ્ટ દ્રષ્ટમાં ઉતારી લ્યોને,
છોને છુપ્યું રેતુ છેક છાપ્યું છેજે છાપમાં. ૪
સાધન એ સુખ તણું તજી બેઠા તેથી તમે,
દુખ ભોગવ્યાં કરોજ દોનનીચ દંપતી;
જીંદગાનીમાં જરૂર પ્રાણ પાળનાર નારે,
ભણેલી વીના ન ભોગવી શકોજ સંપતી;
મહાન વિદ્વાન દ્રવ્યવાન પણ મુરખી,
માનુનીવાંળાની કાયા નિત્ય નિત્ય કંપતી;
વેમને કુસંપ થકી નાથને નડેજ રોજ,
જંપવા ન દેજ આપ જરાએ ન જંપતી. ૫
વેમથી ન ક્ષેમ ધરખ્યા થકી અપાર દુખ,
સુખ જો ચહો તો યાર બામની ભણાવજો;
ઉરમાં ઉમંગ ધરી ચાલ કુર દુર કરી,
પ્રેમથી પઢાવી નારે સુમતી સુણાવજો;
વનીતાના વિચારો જે અતી મોટા ખોટા જેહ,
જુદા કરી સાર ભેદ તેહનો ગણાવજો;
આપની સુમતી દીલ એહનામાં મેળવીને,
કેળવી કણેક તેમ કેળવી જણાવજો. ૬
કારણ કે અર્ધ અંગ હીમ તુલ્ય પુરૂષનું,
અર્ધ લોહનુંજ તેમાં કેમ કરી છાજશે;

છાજશે નહી લહીને કાયર ભણાવા થઈ.
અન્ય અબળા કરો તો અન્ય દુખ વાધશે;
જેમ મોરલી વગાડનાર દુર રહે કદી,
સ્વાસ કર ચાળવણી વીના કેમ વાગશે;
માટે માહાસુખ મુખ જોડી કર કહે યારો,
ભામની ભણાવવાથી સઉ ભય ભાગશે. ૭

ગરબી ૧૨.

"જે કોઈ પ્રેમી અંશ અવતરે, પ્રેમ રસ તેના ઉરમાં ઠરે"
એ રાગની છે.

કરતા હરતા હરી ભુવનના કરતા હરતા હરી. ટાળ.
વ્યાપ્યો વિશ્વ વિશે વિશ્વેશ્વર, સ્થાવર જંગમ ઠરી;
હુકમ વિના નવ હાલે પાંદડું,વિચારો જો જીવ જરી.ભુ૦૧
ઠાલો ઠામ ન તલપુર દીસે, જો જુકતે વિચરી;
એ વિણ અન્ય ઉપાસન અળગુ, કરો ભરો ડગડરી.ભુ૦
ગુપ્ત નથી ગોવીંદથી કશુંએ, રહ્યો ભુવનમાં ભરી;
કલપ્યું કશુએ કામ ન લાગે, મથે કુમતી શીદ મરી.ભુ૦૩
થનાર વસ્તુ સેજે થાશે, જ્યમ રતુ આવે ફરી;
જનાર વસ્તુ એણીપેર જાશે,ગર્ભ જાય જ્યમ ગરી.ભુ૦૪
માયા તે મોહનના હુકમે, સઘળે જઈ સંચરી;
જેવી જેની કરણી તેવી, રહેછે મનમતી ઠરી. ભુ૦
ભકતાધીન ભુધર ભય ટાળે, રહે ભરૂંસો કરી;
અન્ય આશનું કરીઉ સ્થાપન,કહે માહાસુખ મુખ ખરી.ભુ૦૬

### ગરબી ૧૩. રાગ ઉપરનો.

કદાપી કૃષ્ણ ન મળે, કપટથાં કદાપી કૃષ્ણ ન મળે.
ભભુત ચોળે ભગવાન મળે તો. ખર વૈકુંઠે પળે;
તાપ સહ્યાથી ત્રિકમ મળેતો, તરૂ અમરમાં ભળે. ક૦ ૧
બાવા ધુર્તા બાવા થાય તો, કુટંબી સૌ કળકળે;
ધન ધુતે ધુતારો થઈ તો, કેમ ભગતમાં ભળે. કપટથાં૦ ૨
તીલક કર્યાથી ત્રીકમ ન મળે, છાપ લીધે શુ વળે;
ભોંયરામાં ભગવાન મળે તો, સાપ રાફ્માં ઢળે. ક૦ ૩
સ્નાન કર્યાથી મુક્તી મળેતો, જીવ મછીનો જળે;
અગનીથી અલખેલો મળે તો. જીવ જંતુ બહુ બળે. ક૦ ૪
પ્રભુ પોતાનો પોતે પ્રભુનો, મન રાખે અવીચળે;
કહે મહાસુખ નિતીમાં રહેતા, દુખ દામોદર દળે. ક૦ ૫

### ગરબી ૧૪ રાગ ઉપરનો.

કદાપી અર્થ ન સરે ઢોંગથી કદાપી અર્થ ન સરે.
પ્રસન નહી અલબેલો ઢોંગથી ઉલટી રીસજ કરે,
સાચા દીલના સ્તવન વિનાનું ભૂધર ભય કયમ હરે. ઢોંગથી ૧
સરવેશ્વર નથી નાનું બાળક ફોસલાવ્યાથી ફરે,
અદલ ઇનસાફી અલબેલા આગળ સાચો તરે. ઢોંગથી. ૨
જટા વધારે ઇશ મળેતો વડ વૈકુંઠ સંચરે,
કાયા કષ્ટે હરી મળેતો પતંગ નવ અવતરે. ઢોંગથી. ૩
ધ્યાન ધરી બગનું ઠગ બાવા, આખડીએ ચઢી ફરે,
કરમાં માળા ઉરમા જાળા કૃષ્ણ કેમ કર ધરે. ઢોંગથી. ૪

મન માયાથી આકૃશી લેઇને કામ ક્રોધ પરહરે,
માહા સુખનો સ્વામી ગુણગામી પ્રેમ ભકતીથી વરે.ટેગથી.૧

રાગ મેવાડો ગરબી ૧૫

"દીવલ તો ખુટયુંરે કુશકા ખાંડતા." એરાગ.
રામ રામ બોલોરે ખોલો પેટી ઉર રૂપી,
અમ્રીતની કુપીરે ઝાલો તમે સાર;
વિખની જ્વાળા અળગીરે માયા કર મૂઢમતી,
રતી ન સ્મરતીરે મુખથી વીસાર. રામ રામ બોલોરે. ૧
ભકતી પંથ ન્યારોરે ખાંડાકેરી ધારછે,
મોહ હાંસી એનરે મરજીવાનું કામ;
વાસનાને ટાળીરે જુએ જુગતી કરી,
ત્યારે તે તો દેખેરે નૈતમ ધામ. રામ રામ બોલોરે. ૨
દોર ઉંચો બાંધીરે શીંગ પગમાં પેરી,
નટડી કરેછે રે નિત્ય નિત્ય નૃત;
હોકારા હોકાર રે કરી લોક ટોળે મળે,
તાળી પાડે તોયરે ચુકે નહી સુરત. રામ રામ બોલોરે. ૩
રાજ સમરધારે રોધ શીધ પરી કરી,
માયા મુકી દોડેરે સુરો સંગરામ;
ઘોરે જુધ કરતાંરે ઘાયલ થાય છે,
શીર પડે લડે ધડ મુકે નહી મામ. રામ રામ બોલોરે. ૪
નર માદાનો નેડોરે કેડો એવો ઝાલશો,
બંધન જેવી થઇ છે રે સારસની જોડ;

એવા પ્રડથી ભક્તારે જે જન સાધસે,
તેના મનના પોચ્ચેરે પુરણ કોડ. રામ રામ બોલોરે. ૫
તરશ્યો ઇચ્છે પાણીરે તલસતો જાય છે,
એવો પ્રીત જ્યારે રે પ્રભુ સંગે થાય;
હરી તેનો સાથીરે થઇને સાથે ફરે,
ધેનુ કેરી પુઠેરે વછ જેમ જાય. રામ રામ બોલોરે. ૬
માલીકતો છે ઘરમાંરે ચોર ચોરી કરે,
અંધારામાં ખોળેરે ઘરમાંથી માલ;
પ્રભુને એ રીતરે પ્રીત કરી ખોળશે,
બંધન તો જાશે ત્યારે થાશે તેતો ન્યાલ રામ રામ બોલોરે, ૭
રામ નામ ભજતાંરે દામ બેસે કોડી તહી,
ખરચે ઉડાવ્યેરે બમણું થાય;
શીવ ગતી થાએરે લીંગ વાસના ટળે,
તીમરતો નાસે રે જીવ ગતી જાય. રામ રામ બોલોરે. ૮
એવા પ્રડથી ભક્તારે કરી ભગવંત ભજે,
સેજે તેના સરસેરે કોટીક કામ;
પ્યારો પ્રભુ કરશેરે ન્યારો રેશે દુખ થકી,
અખંડ પદ આપે મહાસુખનો શામ. રામ રામ બોલોરે ૯

**ગરબી ૧૬ મી.**

રાગ ઉપરનો.

સુકીત શુ કીધુંરે મનખ્યા દેહ ધરી,
પ્રાણી તેતો કીધારે ફેર અપાર;

ગોવીંદ ન ગાયોરે મમતામાં મુઓ,
અભાગીઆ ગાળ્યોરે એળે અવતાર. સુક્રિત. ૧
ભ્રમણામાં ભુલ્યોરે ફુલ્યો તુંતો શુંય ફરે,
હેયા ફુટયા આપેરે થઇશ હેરાન;
હરી હીરો મુકયોરે ચુકયોરે કેમ ચતુર થઇ,
અતી અથડાયોરે આવી નહી સાન. સુક્રિત. ૨
બાવરો બનીનેરે બેઠો છુ શુંતું બાયલા,
શુળીછે સંસારરે માની તેને સુખ;
પરતાશો બહુ પેરેરે પ્રગટ જ્યારે થશે,
કરમ કરેલાંરે દેશે બહુ દુખ. સુક્રિત. ૩
મોટા જોધા મહીપતિરે જોત જોતાંમાં ગયા
ખંડેર થઇ પડીયાંરે ખાલી તેનાં ઠામ;
કામ ન આવીરે અહીની સૌ સાહ્યબી,
અંત સમે આવેરે આડાં સુભ કામ. સુક્રિત. ૪
માટે તમે માયારે પ્યારા મારા પરહરો,
વાહાલ વધારોરે વિશેશ સાથ;
દુખ દુર કાડોરે સુખમાંહી સ્થાપશે,
પ્યારો તુને ગણશેરે માહાસુખનો નાથ. સુક્રિત. ૫

**અરબી ૧૭ મી.**

"ગડવેની પડપ્રીત ગતમત ભુલીરે, મારા હરી વિના એક
વાત સરવે સુનારે" એ રાગ.

કરે કલ્પના ક્રોડ પ્રાણી પાપીરે,

કઇ રાખી આશ અશેશ દૃશને સ્થાપારે. ૧
આ ક્ષણું ભંગછે દેહ અમ્મર નાહીરે,
જાણી શુ અભીમાન કરે ઉર માંહીરે. ૨
તેમાંનું જે સત્વન શોધી લીધુરે,
આ અમ્રત મુકી નીચ વિષ શુ પીધુરે. ૩
લખ ચોરાશી દેહ ધરી અવતરીઓરે,
વેઠી વિપત અપાર તોય ન ડરીઓરે. ૪
અથડતામાં એકે અર્થ ન સરીઓરે,
ભાન વિનાનો ભુંડ ફેરા ફરીઓરે. ૫
આ હરી સમરણ તે બાણ તુજને વાગેરે,
આ પર નિંદ્રા પર પ્યાર અપારજ લાગેરે. ૬
તેં ધર્મ કર્મનો ભાવ લેશ ન લીધોરે,
મદ અંધ બની મતિહીણ કેરજ કીધોરે. ૭
તેં સત સંગતનો સાર લગાર ન જાણ્યોરે,
કુકર્મ કર્યા તજિ શર્મ બોજો તાણ્યોરે. ૮
કુટાયો કંઇકજ વાર મમતા માંહીરે,
આ રહ્યો રઝળતો છેક કશામાં નાહીરે. ૯
માટે અવસર ચેત આછે સારોરે,
કે માહાસુખ જાવું નેટ, માથે મારોરે. ૧૦

ગરબી ૧૮ મી.

"જોબન રસ ઝલકાય રસીઆ રોષ તજોજી" એ રાગની.

અરજસુણો અવીનાશ,આવ્યો શરણ તમારે.અરજસુણો.ઢાળ.

મારે પ્રભુછે પક્ષ તમારી સંસાર સઘળો શુળ,
સાર લગાર મમારે ન જાણું છોડ ન જાણે જ્યમ ફુલ. આ૦૧
ગુણ ન ગાયા ઘડીએ તારા મેં પાપ કર્યું પરમેશ,
પ્રપંચ કરીને પેટજ ભરીયું જુઓ ન કરણી તે લેશ. આ૦૨
હુકમ ન માન્યો મેંતો તારો ફોગટ કીધો વાદ,
ખૂન કરીને માફજ માગે એમ ગુજારૂ આ દાદ. આ૦૩
ક્રોધ ન કરશો કૃપાનિધી મુજપર દયા કરો મુજ ઇશ,
ડરતો ડરતો ડગલાં ભરતો અરપુ તુજ પદ શીશ. આ૦૪
માયા રૂપી માહા મસ્તાની જાળે વિંટાયો આંધ,
અખંડ બ્રહ્મ દયા દિલ લાવી સેવકની કર સાય. આ૦૫
કામ ક્રોધ ને મદ મતબાલા પુંઠે પડયાછે ચોર,
ઘરમાં પેશી ઘેરી લીધો મને કીધુ કામ કઠોર. આ૦૬
જ્ઞાન રૂપી મુજ રતનજ લીધું ઠાલો થયો હું ઠોઠ,
જગ બાપા જગજીવન જાચુ મુને મુકાવો દઇ દોટ. આ૦૭
અપાર પાપી જો હું તથાપી કહાવું તારો તન,
છોરૂ કછોરૂ થાય કદાપી માત પિતા ન લે મન. આ૦૮
અનાથ કેરા નાથજ કહાવો નોધારા આધાર,
દાસ જાણીને પાસે રાખો આશ પુરોને આ વાર. આ૦૯
કોટીક જનના કષ્ટો કાપ્યાં આપ્યાં અભય પદ આપ,
દાસ માહાસુખ કે કરજોડી ટાળો ત્રિવેધી તાપ. આ૦૧૦

ગરબી ૧૯ રાગ ઉપરનો.

પાય પડુ જુગદીશ હુંતો નમ્ર થઇને પાય પડું. ટાળ.

અક્ષત રૂપી તનમન અરપી, ઉભો સમીપ તુજ દ્વાર;
કષ્ટ હરણ સુખ કરણ કરીલ્યો, સેવામાં અંગીકાર. હુંતો ૧.
અવર ન એવી તુજપદ લાયક, અર્પણની કઇ વસ્ત;
સઘળાથી સંપૂર્ણ હરીછો રાજી રહું જોડી હસ્ત. હુંતો. ૨
જય કરૂણાળુ જય દીનબંધુ, જય સૌ શકતીમાન;
જયજય જય પ્રભુ જનક જગતના, ભકતના વલ્લભ પ્રાણ. હું. ૩
જય સુખસિંધુ જય જગ માતા, જય જય જય જુગદીશ;
જય જગપાળક દુષ્ટનિકંદન, વંદન કરૂં ધરી શીશ. હુંતો. ૪
ગુણીઅલ ગ્નાતા અલખ લખાતા, તું પિતુ માતા ભ્રાત.
તું મુજસ્વામી રહુ શીરનામી, ગુણ ગ્રામી ગ્રહો હાથ. હુંતો.પ
ધર્મ ધોરંધર ધીર પ્રભુજી, પરઉપકારી અપાર;
સર્વાંતરયામી શુભધામાં સુખ તણા દાતાર. હુંતો. ૬
રેમ કરો મુજ દાસની ઉપર આણી અંતર મેહેર;
પ્રીત પ્રભુજી પામુ તારી, દરસાવો એ પેર. હુંતો. ૭
તજુ કુકર્મ ભજૂ હું તુને, નિર્મળ મતિ નિત્ય આલ.
ધર્મના મર્મનો ભર્મ ટળે હરી, એવું કરોને દયાળ. હુંતો, ૮
ભજન કર્યાનો ભેદના જાણુ, મુખથી કરૂરે પોકાર;
બાનાની પત રાખો બાપાજી, તમેછો તારણહાર. હુંતો. ૯
ભકત વત્સળ ભવ તારક ભૂધર, જકત નિયંતા શ્યામ;
દાસ મહાસુખની આ કરજો અર્જ કબુલ તમામ. હુંતો.૧૦

પદ. ૨૦

" ધ્યાને આયે રામ જનકપુર દસરથજીકે લાલરે " એરાગ

શ્રીપતી સમરથ આપ અકળ પ્રભુ નાથ નીરંજન કાવોરે
દીન દયાળ કૃપાળ સુરેશ્વર અજર અખંડ સુહાવોરે. શ્રીપતી. ટેક
આનંદ રૂપ ત્રીભુવન ભુપતી, તીમીર છેદન કારીરે,
સત્ય પ્રકાશક વાપિ ચરાચર જડ ચૈતન વીસ્તારીરે. શ્રીપ. ૧
આપ અવીનાશી અભેદ વિભુજી સુખરાશી દીન દાતારે,
એકહી આપ અનેકહી ભાસો, અગણીત ગુણિયલ જ્ઞાતારે શ્રી. ૨
વલ્લભ ભકત હરણ ભય ભૂધર વિશ્વ વિષે વિખ્યાતારે,
પુરૂષોતમ પરીપૂર્ણ પ્રભુજી જયકારી જગ માતારે. શ્રી. ૩
સુરમહી નભ સોમ સહીતના, સરજનહાર સુહાતારે.
અકુલ, અજ, અરી અંશ આપના તુજ બળથીજ મનાતારે શ્રી. ૪
સૌભાગ્ય સકળ બ્રહ્માંડ તણોતું ધણી સાચો ધરમાત્મારે,
પરણીપત કરૂ પ્રેમ પાસથી પાય પડી પરમાત્મારે. શ્રી. ૫
અન્યન તારણહાર વીના તુ અવર અધીક ન માનુરે,
આધીન થઇને અર્જ ગુજારૂ બાંહ્ય ગ્રહો છે બાનુંરે. શ્રી. ૬
સર્વોતમ પદ શ્રીહરી હસ્તે, આશ્રીત જનને આપરે,
દયાનીધી નીજ બર્દગ્રહીને કષ્ટહરી કર થાપેરે. શ્રી. ૭
વિશ્વ વિશે વિસ્તારો તારી શકતી સકળ સુખકારી,
પ્રીય ભકતોની આશા પુરવા અરપી તેં ઉપકારીરે શ્રી. ૮
નીતો નીધી નિત્ય નિત્ય નરોતમ ભંજન કષ્ટકૃપાળુરે,
દાસ મહાસુખ કહે કરજોડી દે પદ શ્રેષ્ટ દયાળુરે. શ્રી. ૯

પદ. ૨૧

મારે માથે મોટા અવીનાશ. આધીન તારોહરી.

મારા ટળીઆ ત્રિવેધી ત્રાસ હવે ભય કોનો ફરી. ટેક.
જે જાણેતે જાણે એના શરણ તણો શુભસાર,
મુઢને માલમ નવ પડેરે, એતો ખાય ભવો ભવ માર. આધીન. ૧
બીજા સૌ મોટા ભલા પણ એના હુકમની માંય
કરતા તો એ એકલોરે જગજીવન જગરાય આધીન. ૨
ત્રીભુવનપતી તારા વીના હું અન્ય ગણું નહી ઇશ,
અવર અધીક ત્રાતા નહીરે સત્ય તું શ્રી જુગદીશ આધીન. ૩
જકતનો જીવન નીર નરજહુ, ચંદતુ હુજ ચકોર,
તારી હું કે ઉભો ફરૂંરે હરી મારે તો તારૂં જોર આધીન. ૪
પાણીનો તરસ્યો શું કરે પય, મોઘુ તથાપી તોય,
જે શુ જેને પ્રીતડીરે, અવર ગમે નહી કોય. આધીન. ૫
સુધા સ્વાદ સુરવને ગમતો ખરને ઉપજે ખેદ,
વાયસ વાણી શીખે નહીરે સુવો શું લહે વેદનો ભેદ આધીન. ૬
ઓથ અભંગ અવીનાશની એ, સંસ્કારીથી ઝલાય,
બીજાને રૂચેનહી રે કરતાં ક્રોડ ઉપાય આધીન. ૭
એક ધણી માથે નહીતો, સંકટમાં કોની સાહાય,
નિધણીઓ એતો આખલારે બુડતાં કુણ ઝાલે બાંય આધીન. ૮
ઝાઝા દેવને શરણે જાતાં કદીએ ન કલ્યાણ થાય,
ઘરડી ગુણકાને પુછજોરે કુણ પાળેછે એની જરાય. આધીન. ૯
આને મુકી આને વળગે કારજ સરસે કેમ,
ભમતો રેશે ભુતડોરે નરનારી વ્યભીચારી જેમ. આધીન. ૧૦
ચાર તનની જનેતાની ચાકરી, કો સરખી કયમ થાય,

વહુવારૂ વઢી મરેરે; એજો છવડો જાય. આધીન. ૧૧
ઝાઝા ઘરનો જે પરૂણો ભુખ્યો તે ઠોકાય,
વચે રહ્યામાં સાર એરે મોટા લહે મન માંહ આધીન. ૧૨
સત્ય પતીવૃત પાળવેથી, સારે નરતે હામ,
મૂળ ગ્રહું ડાળાં તજીરે મોટુ મેં માહાસુખરામ. આધીન. ૧૩

ગરબી. ૨૨

"વૈશ્નવ નથી થયો તુંરે શીદને ગુમાનમાં ઘુમે." એરાગનુંછે.
શ્રીપતી જુઓ સમીપ દીનની કહુછુ કરગરી જગ બાપા. ટેક.
અચળ અકામીછો અવીનાશી, ગુણ સાગર ત્રાતા;
પાંગુળના પ્રતીપાળ દયાળુ, જગજીવન જગ ત્રાતા. શ્રી. ૧
ધર્મ ધોરીંધર ધરણીધરજી, દુષ્ટ વિદારણ દાતા;
સંકટહરે સુખકરે સરવેશ્વર, તું જનની તું તાતા. શ્રીપતી.૨
અંતરયામી સચરાચર, વ્યાપીક વીશ્વ વિખ્યાતા;
પર ઉપકારી તુજ પદ પ્રણમુ, પ્રાણજીવન પરમાત્મા.શ્રી. ૩
બાયકછો ત્રિભૂવનના નાયક, દાયક સુખ સહીતા;
કહે માસુખ અજરાંમર કાવો અવયવ આપ રહીતા.શ્રી.૪

ગરબી. ૨૩ રાગ ઉપરનો.

હવે હરી શરણ પડ્યોછુ ગમેતો સેવકને તારો. ટેક.
હુ અજ્ઞાની અંધ અભાગી, પાપી અધર્મિ અપાર;
ધ્યાન ભુલી ભ્રમણામાં ભમતાં, કીધા અઘ અંબાર. હવે.૧
માયામાં મસ્તાન ફર્યોછુ, ડર્યો ન કોઈ વાતે;
સાર વાત સંભરી નહિ સ્નેહે, ગાળિ ન ઘડિ ગુણગાતે.હવે.૨

હું લંપટને લાજ કશી નહી, તું બળીઆ મુજ બાપા;
ભમ્યો સ્વાનની પેર ભમતીઆ, કષ્ટ હરો કર થાપો.હવે.૩
સકળ સ્થળે અથડાઇને થાક્યો, ભટક્યો દેશ વિદેશ;
કુકર્મના કોઠાર કર્યા મેં, જુઓ ન કરણી લેશ. હવેહરી.૪
હામઠરી શુભ કામ ન કીધુ,મદમાં માતો ચાલ્યો;
ખરો ખવાયો બળતા માહી, જગજીવન કર ઝાલો.હવે.૫
સાર ભુત સર્વોતમ આપે, અવર ન દેખુ એક;
કરતા હરતા આપે કાવા, ચાદભુવન વત્રેક. હવે હરી. ૬
ગાંડો પણ ગોવીંદજી બાળક, કરશો નહી કદી ક્રોધ;
બળવંત બાનુ રએ લજાવા, લ્યો માહાસુખની શોધ.હવે.૭

## ગરબી. ૨૪

"લાડણો પાન ચાવે ને રસ ટોળે." એ રાગ.

કાલે કમને જાતાં દીઠો, બાઈ મને મોહન લાગ્યો મીઠો.
જોતાં ભુખ ત્રસ્યા તો ભાગી, મન સંતોષ્યુંને લત લાગી. ૧
ફરે મારી હજુએ નજરો આગે, મનડુ એ વર મારૂ માગે;
લાજ્યુછુ હુ માને કેહેતી, નથી નથી ધીરજ ઉરમાં રેહેતી.૨
એની હુંતો એ વર પરણી બેઠી, શમણામાં શ્રીહરીને ભેઠી;
રંગ રમ્યો રશીઓ મુજ સાથે, ખાધી બીડી પાનની હાથે.૩
જાણી તે પળથી મને ચટકો, લાગ્યો કોને કહુ આ ખટકો;
મોહી મુગટ વળી નીરખી પટકો, વળી મને સાલે કરનો લટકો.૪
વશી રહ્યો ઉરમાં વનમાળી, ઘેલી થઈ હુ ભૂધર ભાળી;
નેન ચપળ જોતાં મોહા પામી,મદનજીત માહાસુખની સ્વામી.૫

## ઈશ્વરસ્તુતીના ૧૨ માસ. ૨૫

"સરણ પડ્યોછુરે શ્રીહરી" એ રાગ.

કારતક માસેરે કૃપાનીધી, કહુછુ કરગરીને માહારાજ;
સામુ ભાળોરે શ્રીહરી, હુતો શરણ પડ્યોછુ આજ.
સ્વામી સુણજોરે વિનતી. ૧
મનમાં મુજનેરે ડર અતી, લાગે સંભારીને કર્મ;
મુખ શુ બતાવુંરે બાપજી, ઓપતી આવે મુજને શર્મ. સ્વામી.૨
માગશર માસેરે માહરે, માહા પ્રભુ તુજવિણ નહી આધાર;
સગાં સ્વાર્થીઆંરે સંસારનાં, મળ્યાંછે ખવરાવાને માર.સ્વામી.૩
તુજ વિશ્વાસેરે હું વશ્યો. વિશ્વ વિષે દિન થઇને નાથ;
ના તરછોડોરે નરહરી, શીશુનો સહો પ્રભુજી હાથ. સ્વામી. ૪
પોસે પીડારે મુજને પડે, જોઇના રેહેશો જુગજીવન:
દાસ તમારોરે દયાનીધે, અરપણ કીધુ તમને તન. સ્વામી. ૫
વાંકજ જોશોરે માહરા, તોતો ત્રીકમ ન મળે પાર;
છોરૂ અણસમજુ જાણીને,દીલમાં લેઓ નહી સરદાર. સ્વામી.૬
માહા મહીનામાંરે મન વિશે, મુજને ચોપટ ચિંતા થાય;
કરણી આડીરે આવશે, તોહુ કયમ પામીશ તુજ પાય. સ્વામી. ૭
માહા અપરાધીરે મુંઢ હું, આ અવસરેછુ ગુનેગાર.
ક્ષમા માગુછુરે કરગરી, અરજી કરજો અંગીકાર. સ્વામી. ૮
ફાગણ માસેરે ભવ ફંદથી મુજને મુકત કરો અવિનાશ;
હોળી હૈયાની ટાઢી કરી, પ્રેરી સન્મતી થાય ઉલાસ. સ્વામી. ૯
ફાંફાં ફોગટરે મારતાં, પામ્યો નહી કશો હુ પાર.

અથડઈ થાક્યોરે અંધ હુ, બચાવો બાળકને આ વાર. સ્વામી૧૦
ચઈતર માસેરે ચટપટી, ચીતમાં મુજને તો બહુ થાય;
જગમાં જીવીરે ના કર્યું, શુભ કારજ મેં કશુ જગરાય. સ્વામી.૧૧
પ્રપંચ કરીનેરે મેં હરી પાપી પોષ્યોછે નિજ આપ;
પર નિંદ્યામાંરે પુરો પચ્યો,ભર્યાં મેં અઘનાપુંજ અમાપ.સ્વામી.૧૨
વૈશાખ તાપ ત્રીવેધી તન વિશે, પાપ પ્રસેવો અંગ મોઝાર.
અંધારી માયાની ઓરડી. મુઝામણ મનમાંહ અપાર; સ્વામી,૧૩
કૃપારૂપી વાયુરે મોકલો, તો તો જગજીવન રહે પ્રાણ.
આ અવસરમાંરે ઉગારજો, છો જી અંતર કેરા જાણ.સ્વામી.૧૪
જેઠે ઝાઝીરે જગ તાતજી, ઉપની અધીરતા ગઈ હામ;
શી ગત થાશેરે મારો હરી એ મનસુખો આઠે જામ. સ્વામી.૧૫
અનેક તાર્યારે રેમથી, ભકતો પામ્યાછે સુખ ધામ;
અમ હરી તમને તો ઝાઝો નથી, સેજે સેરે દાસનું કામ સ્વા.૧૬
અસાડ માસેરે આશછે, જે હરી લેશે આપ તપાસ;
કરણી જોશે નહી કૃપાનીધી,નરહરી કરશે નહીજનીરાશ. સ્વા.૧૭
ગરજે ગોવીંદજી હુ કરગરૂ. ગુણસાગર છો જી ગંભીર;
રૂડોભુંડોછુ પણ રાજનો; મનમાં મોટી તારી ધીર. સ્વામી,૧૮
શ્રાવણ માસેરે શ્રી હરી, ખાવા ધાય મને સંસાર;
સાલે કરણીરે પૂર્વ તણી, કરોને ક્ષમાનજર મોરાર. સ્વામી.૧૯
શું શું વીત્યુને શું વિતશે. હરનીશ ઉપજે એજ વિચાર;
એ બંધનથીરે બાપજી છોડાવો હુંછુ લાચાર. સ્વામી ૨૦
ભાદરવામાંરે ભૂધરા, અલબેલા છે તારી ઓથ;

પરોપકારીરે છો પ્રભૂ રએ રણમાં રઝળે મુજ લોથ. સ્વા, ૨૧
સમયછે સારો આ હરી, ક્ષણમાં ધારો તો જગ તાત.
દીનનું દુખ દળવા સમથ સદા, માટે હરજી ઝાલો હાથ.સ્વામી.૨૨
આશ્વીન માસેરે આપના સેવકનો લેજો સંભાળ,
રએજી જાતારે વિસરી તમે છો ત્રિભૂવન ભૂપ દયાળ. સ્વા. ૨૩
ભવ સાગરથીરે બુડતાં. નૌકા ચરણ રૂપી દઇ નાથ;
દીન માહાસુખનેરે તારજો, આરજી ધરજો ઉરતી સાથ.સ્વા.૨૪

ગરબી. ૨૬

"સૌથી સમ્રથ રાધાવરનો આશરો" એ રાગની છે.

પ્રત્યક્ષ પ્રભુને મુકી મન તુ ક્યાં ફરે,
એ સચરાચર સમ્રથ શ્રી અવીનાશ જો;
સર્વ ભુતમાં સમાન્ય રૂપે એહછે,
સર્વ શકતી તે રહીછે એની પાસજો: પ્રતક્ષ. ૧
વ્યાપ્યો ઘટ ઘટ એક નીરંતર ઇશ એ,
એ વીણ ઠાલો દીસે નહી કાંઇ ઠામ જો;
લીલા કરવા લક્ષ રૂપે થઇને ફરે,
જડ ચેતનમાં રમણ કરેછે રામજો. પ્રત્યક્ષ. ૨
જ્યમ જળનાં મોજા દીસેછે અતી ઘણા,
પણ રૂપે એ અંત્યે નીર નીરધારજો;
એમ સરવમાં સરખો એકજ રૂપ એ,
ચૌદ બ્રહ્માંડ રહ્યાં જેને આધારજો. પ્રત્યક્ષ. ૩
કરતા હરતા એ વીણ અન્ય દીસે નહી,

શીવ બ્રહ્માસુર સૌ એને આધીનજો;
કાળ ઝાળ માયા કાયા એને નથી,
આનંદ રૂપ નીરાકારને નીરંજનજો. પ્રત્યક્ષ. ૪
ભક્તને વલભ દુર્લભ દરસન દેવને,
દાશ આશ પુરણ કારણ સહકારજો;
સત્યરૂપ ત્રીલોક ભુપ એ આપછે,
ન્યારો રજ, તમ, સત્વ ગુણથી સારજો. પ્રત્યક્ષ. ૫
એક રૂપમાં અનેક રૂપે ભાસતો,
જ્યમ આભુષણ કનક તણાજ અનેકજો;
વાધવીધ ધાટ બનેછે વળી ત્રતીકા તણા,
એવી રાતે સઘળામાં એ એકજો. પ્રત્યક્ષ. ૬
ઉજડમાં કુડાં જળનાં ભરી મુકીએ,
સઘળા માહી જેમ શશી દેખાયજો;
છાયા રૂપે સરવેશ્વર સઘળા વિષે,
નાશ થએ નહી એને આંચ જરાયજો. પ્રત્યક્ષ. ૭
અંતર નેણ ઉઘાડે એ નીરખાયછે,
સચરાચર એ કોય ન વેરી મીત્રજો;
વરઘોડામાં વનાં સકળ આપણ મળ્યા,
ચીતારે ભીંતે ચીતરીઆં ચીત્રજો. પ્રત્યક્ષ. ૮
મારણ પાલણ પોષણ શોષણ કોણછે,
સુખ દુખ તે નીજ કર્મતણે અનુસાર જો;
લીંગવાસના ટાળી ન્યાળે નાથને,

તે જન ઉતરે નિર્વાણે ભવ પારજો. પ્રત્યક્ષ. ૯
માટે મીથ્યા જાણી આ સંસારને,
સત્ય હરીને સમજે સરશે કામજો;
કૃપા કરી માહાસુખનો સ્વામી સ્થાપશે,
નિર્ભય સ્થળમાં અચળ કરી સુખધામજો. પ્રત્યક્ષ. ૧૦

પદ ૨૭ મું.

રામ રૂપને ગાજેરે, જાજે હરી શરણે;
કયમ થઈ બેઠો કાયરરે, માયર નહી મરણે. ૧
અજાણમાં અથડાયોરે, ભુલ્યો ભરમાઈ;
ડુબ્યો છુ દરીઆમાંરે, પુછે શું ભાઈ. ૨
મુનષ્યા દેહકે મોંઘીરે, તું સત્વ ન જાણે;
અમુલ્ય સુખને મુકીનેરે, શું જુઠુ માણે. ૩
અનેક ભવ રહો બંધનરે, બંધન નવ છુટ્યો;
તોય ન જગદીશ ગાયોરે, તુ હૈયા ફુટ્યો. ૪
ગંદી દેહેનો ગર્વજરે, તેં માડયો અતીશે:
જો વિચારી મનમાંરે, તન જુઠું દિસે. ૫
કામ ક્રોધને લોભજરે, તે ચોર વસેછે;
જ્ઞાન રૂપીયું રતનજરે, ચોરીને લેછે. ૬
કાળ કોજછે કપરીરે, કંઈ ખાધા કરડી;
મોટા જોધા મહીપતરે, તે નાંખ્યા મરડી. ૭
મમતા કરીને મરશો તો, તરશ્યો કઈ પેરે;
રીઝી રામ ભજનમાંરે, રમ તું રંગભેરે. ૮

સદ ગુરૂની કર સેવારે, મેવા જો માગે;
કહે માહાસુખ સુખ થાશેરે, દુખવના ભાગે. ૯

ગરબી. ૨૯ રાગ ઉપરનો.

જાગી જોને જીવડારે, આળસમાં ખોયું;
મણી મુકીને મુરખરે, પથર મન પ્રોયું. ૧
શક સુરભીને મુકીરે, બકરી તેં બાંધી;
મુકી શાળ સરસનેરે, કુશકી તેં રાંધી. ૨
હરી રસ ઇક્ષુક મુકીરે, ખડ ચરવા લાગ્યો;
ઠામ ઠામ ઠોકાયોરે, પણ ભેદ ન ભાગ્યો. ૩
શરણ શ્રીહરીનુ મુકીરે, ફાંફાં કયાં મારે;
એ વિણ અન્ય ઉપાસનરે, દુખથી નહી તારે. ૪
ભજન બ્રહ્મનું મુકીરે, ભ્રમણામાં ભળીઓ;
પરહરી ચંદન ચારૂરે, ઝાલ્યો બાવળીઓ. ૫
માયામાં શુ મોહ્યોરે, જે રેહેકે વળગી;
છળાશે છકડ મારીરે, માટે કર અળગો. ૬
નહીતો અવસાર જાશેરે, થાશે મહા ખોટુ;
ચોરાશીમાં ગોટીરે, સહેશો દુખ મોટુ. ૭
સુરભી સુત અવતરસોરે, ઘાંચી ઘર ભાઈ;
પાટા બાંધી ફરશોરે, પસ્તાશો ત્યાંહી. ૮
સરપ સાર્દુળ અજગરરે, તેનો દેહ ધરશો;
ભુતની પેરે ભમશોરે, માટી મુખ ભરશો. ૯
મુસ, મુંઝાર, ને વણીઅરરે, થઈ ઘેર ઘેર ધાશો;

માંકડ ચાંચડ મછર થઈ, ચપટી ચોળાશો. ૧૦
ગર્ધવ ગીધ ગધેડુ થઈ, પરજાપતી પેરે;
દમણા દાડી દાડારે, સેહેશો બહુ પેરે. ૧૧
માટે મનમાં ચેતોરે, આ અવસર સારો;
કહે માસુખ હરી સમરોરે. ચટપટ જન્મારો. ૧૨

ગરબી. ૨૯

"મારગ મુકીને કહુછુ કાના ક્યારેની જો" એરાગની,
સૈયર શુ કરૂ મોહન મેલીને ગયાજો,
કઠણ ક્રસ્નજીને દિલ ન આવી દયાજો. સૈયર. ૧
સ્નેહ સોંસરો પડેછે મારા તનમાંજો,
અતિ થાય મુઝામણ મારા મનમાંજો. સૈયર. ૨
કાચે તાંતણે બાંધીછે મારી બાવડીજો,
પ્રથમ જાણતી નોતી જે થશે આવડીજો. સૈયર. ૩
દિવસ કલ્પ સમો વેરી મારો જાયછેજો,
સાલે વ્રે પિડા ઉચાટ ઉર થાયછે જો. સૈયર. ૪
દિવસ સુખના હતા તે દુખના થયાજો,
મુકી જોબનમાં મધુપુર જઇ રહ્યાજો. સૈયર. ૫
હુતો ઘાટની ને વાટની તે નવ રહીજો,
મારી અકલ હૈયાની ફુટી ગઇજો, સૈયર. ૬
સાસુને નણદ તે મને ગાંડી કહેજો,
મારા અંતરની આપદા કો નવ લહેજો. સૈયર. ૭
તપે તનડુ મારૂ સૈયર હુતો શું કરૂજો,

જાણે ત્યાગ દેહડી કરીને મરજો, સૈયર. ૮
મને મોહની મુકી છબિલે છેતરીજો,
વશી કરણ વિદ્યાએ ઘેલી કરીજો. સૈયર. ૯
ભોજન પીરસી પુંચીલે એહવું કર્યુંજો,
માહાસુખના સ્વામીએ ચીતડું હર્યુંજો. સૈયર. ૧૦

ગરબી. ૩૦

"મેલ પધારો મોરા રાજ માણીગર મેલ પધારો" એ રાગ૦
સદન સુહાવો નંદલાલ પાતળીઆ જી પ્રેમ વધારો,
મેહેર ધરીને વૃજલાલ મોહનજી મંદિર પધારો;
મંદીર પધારો વૃજરાજ પાતળીઆ પ્રેમ વધારો, ટેક.
હેત કરી હરીવરજી મારે આંગણે આવો આજ;
રીસ રદયની અળગી કરીને દરસન દ્યો વૃજરાજ. મોહનજી. ૧
કંચન થકી કોડામણી જીવનીજ જીવન પાડ,
આજ અમુલખ આપળ આવી, માટે આવી લડાવો લાડ. મો. ૨
આશા ભરી અલબેલા કહુછુ જપુ તમારો જાપ,
ભાગ લગાર મળ્યો નંદલાલા, મારા સમાવો તનડાના તાપ. મો. ૩
છાયાને જ્યમ દેહ વળગી જળચર જળની પ્રીત,
તળસતો તમ માટ ફરૂછુ, નીરખવા નયણે નીત. મો. ૪
વ્રહના બાણનું સુસરૂ સાલે અદકુ અંતરે દુખ,
વૈદ થઈ વીઠલ વર આવો તોતો થાય સરીરે સુખ. મો. ૫
આતુરછુ અબળા હુ આજે કમળ વદનને કાજ,
ગુપ્ત પિડા ઘટવાની ગરજે કરગરીએ માહારાજ. મો. ૬

સાસુ નણદને પરણ્યો મારો નથીજ ઘરની માંહ,
એકલડી આતુર અલબેલા, વેગે આવો વ્રજરાય. મો. ૭
સેરી વાળુ સજ કરી ચોક પુરૂ મુજ દ્વાર,
વરણાગીઆ લટકંતા આવો,હુતો વાટડી જોઉ નીરધાર મો. ૮
આસો માસની રાતડી ખીલ્યો પુનમનો ચંદ,
વિનતી સુણી વીનતા તણી. ઘેર આવો બાળ મુકંદ. મો. ૯
કીરીટ ધરી શીરપર સરસ કુંડળ કરણ રસાળ,
મદન જીત મુખથી મોહીપામી બલીહારી જઉ નંદલાલ.મો. ૧૦
આગ્રહ જોઈ અબળા તણો ચાહ્ય પૂરણ કામ,
આનંદની હેલી શુવરણે એક રસનાએ માહાસુખરામ. મો. ૧૧

ગરબી. ૩૧

સૈયર જોને સામળીઓ આવે. હાંહાંરે.
મારા મનમાં ભુધર ભાવે. સૈયર. ૧
કેવા એના નેન તણો ચાળો. હાંહાંરે.
દિસે રશીઓજી રૂપાળો. સૈયર. ૨
મધુર ગીત મુખ થકી ગાતો. હાંહાંરે.
ગજ ચાલ ચાલે માતો સૈયર. ૩
બની એના કરનો જોઈ લટકો. હાંહાંરે.
મને ઉરમાં લાગ્યો ચટકો. સૈયર. ૪
ગતી એના બોલ્યાની ન્યારી હાંહારે.
જાઉ બંસી પર બલિહારી. સૈયર. ૫
ભૃકૂટી જોતા ભમી જઉછુ હાંહાંરે,

મંદ હાસ્ય ઉપર મોહુછુ. સૈયર. ૬
કુંડળ જોને કરણે કેવા શોભે હાંહાંરે,
મુગટ જોતાં મનડુ મારૂ લોભે સૈયર. ૭
મોહનજીની મુરતી મુજ મનમાં હાંહાંરે,
વશી સુખ થયું તનમાં. સૈયર. ૮
અગળા જોઈ આનંદ બહુ પામી. હાંહાંરે,
મળ્યો માહાસુખનો સ્વામી. સૈયર. ૯

## ગરબી. ૩૨

"રાતલડી કોની સંગે જાગ્યાં" એ રાગ ને છે.

જાઓ જાઓ જાદવરાય ધુતારા,
જાણુંછુ જે જનમના છોજી ઠગારા;
હજુ ઘણી વાલી લાગે પરદારા. જાઓ જાઓ. ૧
અગની રૂપ બોલ બોલીને જાવો,
તેથી આગ અંગે અતીશે ધિકાવો;
વળી ઘ્રત હોમવાને શીદ આવો. જાઓ જાઓ. ૨
લંપટ થઈ પર નારીસુ લાડો,
મોહની ભરી મોરલી નિત્ય વગાડી;
ઘણી ઘણી ગોપીઓ ફંદમાં પાડી. જાઓ જાઓ. ૩
તમારૂ થયું તેનો કોઇ નથી ઠરીયું
ભોળા જન ભોળવી સ્વારથ કરીઉ;
એઠી છાસ પીપીને ઉદર ભરીઉ. જાઓ જાઓ. ૪
આવી પયપાન કરાવાને માસી,

લીધા પ્રાણ કપટકરી અવિનાશી;
રહ્યું ત્રણ લોક તમારાથી ત્રાશી. જાઓ જાઓ. ૫
મામો નીજરાય મથુરાનો કંસ,
માર્યો થઇ ભાણેજ કાઢ્યો વંસ;
અહીપેર કુડ કરીદ્યોછો ડંસ. જાઓ જાઓ. ૬
ઝાલી પક્ષ પાંડવે નાથ તમારી.
ગયા વન દુખ થયુ રાજ હારી;
અતી દુખ પામી તે દ્રુપદી નારી. જાઓ જાઓ. ૭
ભરૂસે રહ્યું છેહ તેહને દીધો,
પુરવ થઇ નરી તણો વેશ લીધો;
થઈરાજખીજને જસએ કીધો. જાઓ જાઓ. ૮
વળી નટવો થઇ નારીમાં રમીઆ,
ચોરી ચોરી ગોપિના મહિડા જમીઆ;
ગોવાળીઆ થઇને ગાયોમાં ભમીઆ, જાઓ જાઓ. ૯
કપટી તણી સાથે રહ્યું નહી જાવે;
જાઓ મુજ મોહોલ ન આવશો હાવે;
રમોનાર વાલીતણી સંગ ભાવે. જાઓ જાઓ. ૧૦
સુણી એવી માસુખના સ્વામીએ વાણી,
પછી બોલ્યા પોતે તે પુરવ પુરાણી;
સુણો મારી પ્રાણ થકી પ્રીય રાણી. જાઓ જાઓ. ૧૨

**ગરબી ૩૩ રાગ ઉપર પ્રમાણે.**

માનીતી મોહ્યાં મુખડાને જોરે,

પ્રીયા મારી બોલોને મુજશુ કોડે;
આવો બેસો સ્નેહથી મારી જોડે. માનીતી. ૧
વશી કરણે વશ કર્યો તેં મુજને,
તારા સમ દેખુછું હું તુજને;
પ્યારી કેમ તરછોડેછે મુજ ભુજને. માનીતી. ૨
વળે જંપ મુખ તારૂ નીરખુછુ જ્યારે,
તારા વીના સુખડુ નહીરે લગારે;
ઘેલાં કાઢે ઘેલી શુ વારે વારે. માનીતી. ૩
છબીલી છબી તારી ઉરમાં મેં રાખી;
તારા સમ રાધા કહુ સત ભાખી;
પ્યારી બોલો છેક પટંતર પાખી. માનીતી. ૪
ચતુરા તેં ચીતડુ ચોર્યુંછે મારૂ,
શોધ્યે મારો વાંક બતાવને વારૂ;
બોલ્યા વિના ક્લેશ કરે શા સારૂ. માનીતી. ૬
ચીન્તામાં શા દુખથી તુ પેઠી,
કેને પ્યારી રીસાઇને કયમ બેઠી,
સતી થઇ ક્રોધ પુરૂષ કેમ બેઠી. માનીતી. ૭
કોણે તને વચન કહ્યું કાંઇ મરમી,
કે ને નાર કોને ભમાવે તુ ભરમી;
થશે લોક ભેગા જરા થા શરમી. માનીતી. ૮
શશી શમ મુખડુ શાને કરમાવે,
આંસુડા તુ આંખ થકી કેમ લાવે;

બોલો પ્યારી પડદાને ખોલો ભાવે. માનીતી. ૯
અરે કહુ તું મુજને બહુ વાલી,
તજી રીસ બોલો બ્રખુભાન બાળી;
છાંડો કલેશ ઉડશે ગાલની લાલી, માનીતી. ૧૦
પગે માહાસુખનાં સ્વામી લાગ્યા,
બોલ્યાં નાર નીરમળ થઈ દુખ ભાગ્યા;
આપ્યા સુખ સામળીએ સુખ માગ્યાં. માનીતી. ૧૧

## ગરબી ૩૪

"તંતો ધટમાં ઘર કીધું વાલમ વરણાગીઆરે;" એ રાગની,
રાધા કૃશ્નની સંગે બોલ્યાં દુખડાં ભાગીઆરે. રાધા કૃ૦ ટેક.
મન લોભી મોહનની વાણી, સુણી અબળા ઉર ઉલટઆણી.
આતુર ઉઠી પાતળીઆ પગે લાગીઆરે, રાધા કૃશ્ન ૧
અમી ઝરેછે ચારે આંખે, હાસ્ય વિનોદની વાણી ભાખે;
પ્યાલા પ્રેમ તણા તે પોતે પ્રીતે ચાખીયારે, રાધા કૃશ્ન. ૨
પુજન અરચન પ્રીતે કીધું, જોબન ભોજન જમવા દીધું;
જીરે જોઈએતો માગી લેજો વરણાગીઆરે, રાધા કૃશ્ન. ૩
સેજ સમારી સારી પેરે, બોલાવી પોઢને રંગભેરે;
રસ લુટયો અન્યોઅન્ય અતી વરણાગીઆરે, રાધા કૃશ્ન. ૪
દુર દીવસ દુખનો જઈ બેઠો, પ્રેમ પિયુના મનમાં પેઠો;
કે "માસુખ" સુખ સુખના દહાડા જાગીઆરે, રાધા કૃશ્ન. ૫

## ગરબી ૩૫મી. રાગ ઉપર પ્રમાણે.

તુંતો જાને સામળ સમજી તારી વાટમાંરે. તુંતો. ટેક.

જળ ભરવા જાવું અલબેલા, પાલવ મારો મુકો છેલા;
થશે વાર જવુંછે જમુના ઘાટમાંરે. તુતો જાને. ૧
એકલડી શુ મુજને જાણી. મન માનો બોલોછો વાણી;
નીરલજ વણ બોલાવ્યો બોલેછે શામાટમાંરે. તુનો. ૨
રેહે સમજી સામળીઆ અળગો, મદોન્મસ્ત થઈ શુ વળગ્યો;
અંતે લોકુ જાશે પોત પોતાના કાટમારે. તુનો. ૩
લોકડીઆ સૌ જોવા મળશે, સાસુ સુણતાં રીસે બળશે;
માટે માહાસુખના સ્વામી તુ આવડો હાટમારે. તુનો. ૪

ગરબી ૩૬મી. રાગ ઉપરનો.

મનમાન્યું શુ બોલે માનની મગરૂર થઈ અતીરે. મનમાન્યું શુ.ટેક
શુ ખુચી લીધુ જે તાહારૂ, તારૂણી તપીને બોલે વારૂ;
સામુ જોતામાં ચાલે શુ શ્યામા ચંમકતીરે. મનમાન્યું. ૧
ફાટયો ફાટયો કેમ પોકારે, ફાટયાની શી લાજજ તારે;
ફંદ મચાવી ફોગટ ગોરી બોલે ગાજતારે. મન માન્યું. ૨
ખવરાવ્યું પીવરાવ્યું બાપે મદોનમસ્ત થયો હુ આપે;
વારે વારે શામાટે તુ ટોકતીરે. મન માન્યું. ૩
ભાત જોતામાં પાલવ કેરી, છનક છનક તુ થાય ઘણેરી;
જુવતી જોબન માનું જોર જણાવતારે. મન માન્યું. ૪
માહાસુખના સ્વામીની વાણી, સાંભળતામાં બોલી શાણી;
પ્રભુને પાએ વારંવારે લાગતીરે. મન માન્યું. ૫

**ગરબી. ૩૭મી.**

**શામળીઆ શું ઢલકુ કરો આકુ હાંહારે;**

બોલ બોલી વાળ્યું સારૂં. સામળીઆ.
મારા સમ મોહન તમ માટે હાંહાંરે;
હુતો આવું જુમના ઘાટે. સામળીઆ.
લોકડીઆની લાજે હું કહુછુ હાંહાંરે;
મુખડું નીરખી ઠંડી થઉછુ. સામળીઆ.
વીસરતા નિમિશ નથી વાલા હાંહાંરે;
તજો રીસ તમે લાલા. સામળીઆ.
દેખુ નહી તમને જો દનમાં હાંહાંરે;
તાઆ વેઞી લાગે તનમાં. સામળીઆ.
અળખાળારે નામ અમારૂ કાવે હાંહાંરે;
અંત્યે મતિ પાનિએ જાવે. સામળીઆ.
વાલા મારા વેરી થઈ વળગ્યા હાંહાંરે;
વળી આપ કરો અળગાં. સામળીઆ.
તજ્યો મેંતો સૈયરનો નેડો હાંહાંરે;
ઝાલ્યો છેલતણો છેડો. સામળીઆ.
હરી કહો કામ કીયે હું કરૂ હાંહાંરે;
તરછોડો તો નિશ્ચે મરૂ. સામળીઆ.
ઉગારો કે મારો અલબેલા હાંહાંરે;
તમ સરણે રહી છેલા. સામળીઆ.
બોલ્યુ ચાલ્યુ માફ કરો સ્વામી હાંહાંરે;
કહુછુ દાશી હું શીરનામી. સામળીઆ.
વીનય વેણ હરીએ સુણ્યા જ્યારે હાંહાંરે;

દયા દીલમાં વશી ત્યારે. સામળીઆ.
માહાસુખના સ્વામી રંગ રશીઆ હાંહાંરે;
મળવાને સામા ધશીઆ. સામળીઆ.

ગરબી. ૩૮મી.

સામળીઆ સખણા રોહોનેરે, સાચુ કહુછુ;
જીવણજી જાવા દ્યોનેરે, શરમે હુ રહુછુ. ટેક.
શેરીથી સંગાથ કરી શા માટે, પુંઠે આવો;
લાલનંદના નફટ થઇને, બીક ન કોઇની લાવોરે. સાચુ. ૧
પુરૂષ થઇ નારીની સંગે, શુછે તમારે કામ;
લવરી કરતાં લગાર લાજો, મુખેથી નહી શ્યામરે. સાચુ. ૨
ઘાટે વાટે રોકી રાખો, ભાંખો નિલજ વેણ;
શુ આવેછે હાથ તમારે, નચાવતાં એ નેણરે. સાચુ. ૩
પાલવડો મારગમાં ઝાલો, દોડી દુરથી આવી;
કૂળની હુ મરજાદે રહુછુ, બાકી દેત બતાવીરે. સાચુ. ૪
તમે તો નીલજ નિવડીયા, અમેજ લાજી મરીએ;
વઢતાં નવ પરવડીએ વીઠલ, ઝાઝ તે શુ કરીએરે. સાચુ. ૫
સજનને ટુકારો કરતાં સાન સેજમાં આવે;
શરમરહિત સરજે નહી મનમાં વણ બોલાવ્યો જાવેરે. સા. ૬
કાંઉ મારૂ મેલો કાના દુરી જન લોકો દેખે;
સંગ તમારે ઉભી માટે તમ સરીખી લેખેરે. સા. ૭
દુષ્ટ જનોની બીક થકી હુ બોલુંછું કાઇ શ્યામ,
જાવાદ્યો માહાસુખના સ્વામી ઘરમાં ઘણુ એક કામરે. સા. ૮

## સાસુ વહુની લડાઇ ગરબી. ૩૯

સાસુજી કહેછે સુણો વહુવારૂ એક શિક્ષા સુંદર મારીજી,
આંગળી ચીંધામણની પુઠલ થાયછે વાત તમારીરે. હદમાંરેજોજી
ઠસો કરી ઠમઠમાક કરતાં ચતૂરપણમાં ચાલોજી,
ગણગારો નહી ઘરમાં કોને, મન માને ત્યાં માલોરે હ. ૧
ઘણા દિવસથી જોયા કરૂછું રાઢયકી રેહુ ખીતીજી,
તેમ તેમતો છેડો નાંખ્યો શીર પર તજતાં ભીતીરે. હ. ૨
વાત તમારી વઠી જોતાં ધીરજ ક્ષણ નથી રેહેતીજી,
લોકડાંઆએ જીવજ ખાધો જેવહુને મેલીછે વેહેતીરે. હ. ૩
જાણતીતી જે આપે સમજશો, માટે રાખ્યું છાનુંજી,
મળવા જાઓ મોહનને વનમા, મહી વેચ્યાનું બાનુંરે. હ. ૪
વરણાગીમાં વાંકા વળોછો તે સઘળુ હુજાણુજી,
ઉજડ દેખોછો ચાર જોજન પણ, પુઠળ થાય વગોણુંરે. હ. ૫
સામળીઆનો સ્નેહ કરીને, માલોછો તમે મનમાંજી,
ઘેલા સરખાં ઘરમાં ફરોછે દેખો નહીજો દનમારે. હ. ૬
નવાં નવાં નિત્ય ચીન્હ કરોછો જાતા જમુના ઘાટેજી,
મુકી દ્યો માનુનો માનો કહુછુ તમારા માટેરે. હ. ૭
શેરાએ આવી સાન કરેછે તમ સારૂ ગોરીધારીજી,
ક્રમ મુકી પડતુ ને દોડો એશી ટેવ તમારીરે. હ. ૮
આડોશી પાડોશી પુઠે વાત કરે છે છાનીજી,
મોઢે કહેતાં માઠી લાગીશ શિખામણ ધ્યો માનીરે. હ. ૯
નહીં નમે એવું મુજ ઘરમાં કહુછું વાતજ સાચી,

એ ચાળાતો ચાલે જેના ઘરમાં સાસુ કાચી. ઢ. ૧૦
પરણ્યા તમારો જાણશે ત્યારે વાત વધીને જાશે,
ચેતાવું છુ આગળથી હુ જોવા જેવું થાશેરે. ઢ. ૧૧
સાફ કહુછું સાવધ રેહેજો મુકો મોહનનો કેડોજી,
પીયરીયાં પગ ઉપર ઉતર્યાં કુળનો મારગ ફેડયોરે. ઢ. ૧૨
ચતુરાઇઓ સૌ જાણી તમારી રંગ થયોછે જુદોજી,
સદનમાંથી શાણી નિકળી મનમાને ત્યાં કુદોરે. ઢ. ૧૩
મારા ઘરમાં રેહેવું હોય તો રેહેજો તમારે ઢંગેજી,
હવે પછી જાશો નહીં કોઇદીન માહાસુખના સ્વામીની સંગેરે ઢ. ૧૪

## અરજી. ૪:

ક્રોધ કરી વહુ વારૂ બોલ્યાં સાંભળો બાઇજી શાણીજી,
જાણુછું જે નિર્મળ છોજી જેવું લોબુનુ પાણીરે. ઢંગે બોલોજી.
લાડકવાઈ આંગળી કરનારી, માડી મારી બતાવોજી,
દીવા રામ કરાવું તેને નહી તો તમે સમજાવોરે. ઢંગે. ૨
ઘાટ ઘડાવ્યો શોતન તમારે ઠસો કરી અમે જઇએજી,
લક્ષણ શોધો લડવાના પણ બીવરાવ્યા નહીં બીએરે. ઢંગે. ૩
કરતાં હશો તે સાંભરીઆવી, બાળ પણાની વરણાગી,
વચ્ચમાં મારો વહવાના શુ ભેડપણે મત ભાગીરે. ઢંગે. ૪
બીતી બીતી છાની રહુ ત્યમ તમને જોરજ આવેજી,
કામ થતુ નથો નથી ઉઠાતુ લઢતાં જોર જણાવેરે. ઢંગે. ૫
કુળની આબરૂ કોરે કરે તે આપ પીયરની રીતજી,
કુમળા વાળુ પીળુ દેખે એમ કહો બપરીતરે. ઢંગે. ૬

દીઠે મારગ હુ જઉ આવું એક પતિવૃત પાળુજી,
સઘળે રૂપ હરીનુ ભાળુ કનજરે નવ ન્યાળુરે. ઢંગે. ૭
એહેરૂ સામા જનને એહેરૂ જાણી તાણી બોલેજી,
સુગઇ સુગઇ ને શીદ એડોછો રેહેજો તમારે તોલેરે. ઢંગે. ૮
હુંતો કશામા નથી જાણુતી રેહુછું પોતાને ઘરમેજી.
અપવાદ મુકો અન્યા માટે, ભોગવજો નિજ કરમેરે ઢંગે. ૯
જગજીવનને જગત પુજે આળ ચડાવો તેને માથેજી.
કુંજર શ્વાનને કયાં ગણ ગારે સદા ફરી શુ સાથેરે. ઢંગે.૧૦
જેમ નચાવી તેમ હુ નાચી હવે લેશ ન સાંખુજી,
સામળીઆને શરણે જતાં બીક ન કોની રાખુરે. ઢંગ.૧૧
વગોણુ થાય તો થાવા દેજો સેહેવાય તો તે સેજોજી,
ચાલે તેટલી ચાડી કરજો ફાવે તેને કેજોરે. ઢંગે. ૧૨
નહી હોય તો નવો કરીશું નેડો એની સંગેજી,
માહાસુખના સ્વામીની સાથે સદા રમીશુ રંગેરે. ઢંગે. ૧૩

ગરબી. ૪૧

"વનમાં ભુલી પડીરે પેલો કયાં ગયો કાનુડો." એ રાગની.
સૈયર શુ કરૂરે મોરલી વેરણ થઇને લાગી,
ભરનિંદ્રામાં માઝમ રાતે ઝબક લેઇને જાગી. સૈયર.ટેક.
સુણતામાં સુધ બુધ ગઇ બેની ગાંડા જેવી થઇછું,
મદનજીત મોહનને મળવા ટમટમીને રહીછું.સૈયર. ૧
સુર સોંસરો પડેજ બેનો જાણે વાગ્યું બાણ.
ઘાયલથઈ ગોવદના સરથી ઘેરાયો મુજ પ્રાણ.. સૈયર.૨

વાજંતર બાધીનું સુણતાં આવે મૃગલાં ધસતાં,
જીવડો જાવા કબુલ કરે પણ મન ન થાએ ખસતાં. સૈયર. ૩
સુરભી કેરો સાદ સુણતાં વછ જ્યમ દોડી આવે,
એણીપેર મનહર મોરલી સુણતાં મન મુજ બ્યાકુળ થાવે. સૈયર. ૪
ચુંબક પાસે લોઢું જાવે પતંગ દીપક પ્રીત,
વેણ વચન ભેદે મુજ હૈયું પ્રેમ બાણથી નિત્ય. સૈયર. ૫
અલબેલાએ અપાર મોહની રાખી મોરલી માંહ,
ઘેલાં સરખાં ઘરને બાહર ઠામ ઠર્યાં નવ ક્યાંય. સૈયર. ૬
મીઠી વાણી મોહનજીની કોટી શશીવત મુખ,
લટકો નંદકુંવરનો જોતાં દુર થાએ સૌ દુખ. સૈયર. ૭
આડોશી પાડોશી મારી નિંદ્યા પાછળ કરતું,
મુજે કહું જે નહી જાઉં હાવે પણ મનડું નથી ઠરતું. સૈયર. ૮
સેજે સુતો સ્વામી મેલ્યો મેલ્યાં રોતાં બાળ,
દોડી આવી દમ ભરી હું દરસન દીન દયાળ. સૈયર. ૯
ભુખ ત્રસ્યાનું ભાન નહીને મુખડે એનું નામ,
માહાસુખના સ્વામીએ બેની ઘેલાં કીધાં આમ. સૈયર ૧૦

## ગરબી ૪૨ મી

સૈયર સંચરોરે પુછો પાતળીઆને પેર,
શા માટે રીસાઓ રશીઓ આવે નહી મુજ ઘેર. સૈયર. ટેક.
શોકે સમજાવ્યો કે એના ઉરમાં આવ્યો રોષ,
મરડાતો મુજથી ચાલેછે એવા શા મુજ દોષ. સૈયર. ૧
અણુસારા આંખ્યોના કરતાં આંખ્યો દુખવા આવી,

કરી ઇશારત કર થાક્યા મેં ત્રીકમ જોયો તાવી. સૈયર. ૨
ચતુરાઈ ચીન્હ અનેક કર્યાં પણ તોય ન આવ્યો પાસ,
હૈયે અથડાઈ તોય ન બોલ્યો કીધી એમ નિરાસ. સૈયર. ૩
ઉર ઉભરાયું પ્રેમતણે રસ તાપ વિયોગી હેઠ,
મદન પીડા ઘ્રત ઉપર હોમે જ્વાળા લાગે ડેઠ. સૈયર. ૪
કઠોર અંબુજ નડીયાં એને લપટાતા મુજ સાથ,
નાનાને હું મોટી ન ગમી ભીડવતાં ભુજ બાથ. સૈયર. ૫
ચુંબન કરતાં મુખડું ખશીયું કે કટી કરમોડાઈ છે,
મુજ અનંગની આંચજ લાગી. વાંકી વાત શી થઈ છે. સૈયર. ૬
કુંદનમાં હીરો જ્યમ ઝળકે રતી રસ જીને નેણ,
સુણી શબ્દ સામળીઓ હસ્તા આવી બોલ્યા વેણ. સૈયર. ૭
પ્યારી પ્રેમ વચનને ખરચી મને ખરીદી લીધો,
મરમ બાણ તેં મુકી મુજને ઘાયલ ઘેલો કીધો. સૈયર. ૮
દાન પુન્ય જપ જાગ કરે પણ વશ અવિનાશ ન થાય,
માહાસુખનો સ્વામી ગુણ ગામી પ્રેમે દોર્યા જાય. સૈયર. ૧૦

## ગરબી ૪૩ મી.

"ઓધવજી છે અળગીરે વાત એક પ્રેમતણી" એ રાગનીછે.

ચટકી મને લાગીરે સૈયર મનડું લોભ્યું,
નીરખી નંદલાલનેરે ચરણમાં ચીત થોભ્યું. ૧
મન માન્યું છે મારૂંરે ગયો નેણ રસ ભરી,
વાત મારા હ્રદયનીરે એણે પણ જાણી ખરી. ૨
નેનબાણથી ઘાયલરે કરી સમીપે જોયું.

કાળજડું કાપ્યુંરે કટાક્ષે મન મોહ્યું, ૩
સુધા સમ વાણીરે સુણી શુધ ગઈ નાશી,
ભુલ પાડી ભ્રગુટીએ વિના મુલની દાશી. ૪
અણીયાળી આંખડીરે ચપળતા અલબેલી,
રંગ રકત ભરેલીરે કીકી જોઈ થઈ ઘેલી. ૫
મદન જીત મુખડુંરે જાણે પુનમનો શશી,
મંદ હાસ્યની મોહનીરે તેતો મારા મનમાં વશી. ૬
આવડો તે રૂપાળોરે સખી એને કોણેકર્યો.
કહુછુ હુ ખરેખરૂરે મેતો એને નિશ્ચે વર્યો. ૭
વ્રેહે પીડાએ વ્યાકુળરે બેની મને અતીસે કરી,
સકે સામળે રાખીરે મોહની મોરલી ભરી. ૮
મુજ દરદ હૈયાનુંરે કોને નથી કેવાતુ,
આગ લાગી અનંગનીરે હવે નથી રેહેવાતુ. ૯
વ્યાપો પ્રગટ કામ જ્વરરે થયુ તન તો રાતુ,
હવે લાવ્ય હરીવરરે ક્ષણ્ રહ્યું નહી જાતુ. ૧૦
મેહેર આણી મોહનનેરે મેળવ સુખ થાસે,
નહી નાથ મળેતોરે તલખતાં જીવ જાશે. ૧૧
મોહન ને મળતાંરે મરજાદ નહી રાખુ,
લાવ લાલને શિઘ્રરે કર જોડીને ભાખું. ૧૨
સુણી અંતરની અરજીરે ગીરધારી લટકંતા,
એકાએક એવામાંરે આવ્યા હરી ચટકંતા. ૧૩
વ્યાપ્યો આનંદ અંગેરે દુખડાં દુર ટળ્યા,

બહુ પ્રેમ ધરીનેરે અન્યોઅન્ય ભેટી માળ્યા. ૧૪
માહાસુખના નાથેરે રમાડયાં રંગ અતી,
સિંધુ સુખ ઉલટયોરે કવી જન શું કે કથી. ૧૫

## ગરબી ૪૪ મી.

એક દીવસ શ્રી ગીરવરધારી વેણુ વગાડી સરરરર. એક ટેક
ઠમ ઠમ નાચત બાજત મોરલી કરસેં નખરાં કરરરર. એક.
જીવજંતુ મધુવનકે પ્રાણી રહે ઠામ નહી ઠરરરર. એક.
ધરાધર મોલ્યો સુર સુણીને ડગવા લાગી ધરરરર. એક.
ધ્યાન ભુલ્યા ગંગાધર આપે ચોદશ ન્યાળે ફરરરર. એક.
વેદ પઢત પરમેષ્ટી ચુકયા ઘોર અકળ સુણી ધરરરર. એક.
ઈંદ્ર સભા સબ રીંગ બની વળી રંભા થઇ ગઈ ગરરરર. એક.
નીંદ્રા દેવી નાશજ પામી કંસ થયો મન થરરરર. એક.
વ્રજ વિનતા સૌ વિલી પડિ ગઇ ચટકી લાગી ચરરરર. એક.
ભાન ભુલી ગુલતાન બની ગઇ દમ ભરી દોડે ખરરરર. એક.
માહાસુખના સ્વામીને ભેટયાં નેનનકો રસ ભરરરર. એક.

## ગરબી ૪૫ મી.

" બીરહ બાર માસીનો રાગ "

ઓધવ નંદકુંવરને કહેજો, સેહેછે દુખ વ્રજ નારીરે.
ઓધવ. ટેક.
કામજ્વર કરે જોર સખીરી. અગન બળે અંગ માંહારે.
ચમકી ઉઠું નિંદ ન આવે, વિતી દાખવું કાંહોરે. ઓધવ. ૧
શીતળ થતાં હરી સામું જોતાં, રેહેતાં નિશદીન સંગમાંરે.

કઠોર કરમે તે નવ છાન્યું, વકુ વિધન પડ્યું રંગમાં. ઓધવ. ૨
ગુપ્ત પીડા કેવાય ન કેને, અંતર દાઝી મરીએરે.
દીન દીન પ્રત્યે રૂદન કરીને, ધેનાં સરખાં ફરીએરે. ઓધવ. ૩
કષ્ટ અનેક પડે અમ ઉપર, પ્રાણ જતો નથી પાપીરે.
સુખમાં બેઠા સામળીઓ, સંકટ નિધોગાં સ્થાપીરે. ઓધવ. ૪
મે જાણ્યું શ્રીકૃશ્નની સંગે રમીશુ રંગ વિલાસેરે;
ધુતારો થઈ ધુતી ચાલ્યો છેહ દિધો અવિનાશેરે. ઓધવ. ૫.
ભર નિદ્રાથી સુતા ઉઠાડે મધુરી વેણ વગાડીરે.
ભરજોબનમાં મુકીચાલ્યા મોહની લત લગાડીરે, ઓધવ. ૬.
આંખે નીર ખુટયુ આંસુનુ તુટયુ વપૂનુ વિતકુરે.
કૃશ્નને જાણુત આવો કપટી; લોભાવત નહી ચિતકુરે; ઓધવ. ૭.
ઘટે નહી ગીરીધારી તમોને પીડ અમોને દેવીરે;
બાવડી ઝાલી તેને નવ તજીએ; જોઇએ સુધજ લેવીરે; ઓધવ. ૮
દીવાકરને અનેક કીરણ કીરણને એ એકજરે;
તુવિણ ત્રિભુવનમા નઅમારે નથાઓ નમેરા છેકજરે; ઓધવ. ૯
ભોજન થાળ નાના વીધ પીરશી હેત અંતરનું કીધુરે;
હવે હરી તમે કુર થઇને સરવસ્ત ખુચી લીધુરે; ઓધવ. ૧૦
પય પાઇને ઉછેર્યા અમને લાડ ઘણાંક લડાવ્યાંરે;
હવે હરી વિષ દેવું ઘટેનહી રણ માહી રખડાવ્યાંરે; ઓધવ. ૧૧
માત જસોદા રૂદનકરેછે નિત્ય જુરે નંદલાલારે,
વૃજનારી વિલપે અતી વાલા ઝુરે ગાય ગોવાળારે, ઓધવ. ૧૨
મારા સમ મોહનને કેહેજો એકદિન દરસન આપેરે,

માહાસુખની સ્વામી સાંમળીઆ કષ્ટ કામનીનાં કાપેરે; ઓધવા ૧૬

ગરબી. ૪૬

સંગ તજી શ્રી કૃશ્ન હમારો કિધી શુ કુબજા વાલીરે, સંગ તજી. ટે!
તન મન સૌપ્યું સરણ રહીને આધિન થઈ સુખ આપ્યુંરે,
સ્નેહ વધાર્યો સંગ રહીને સંકટ અમને સૌપ્યુંરે. સંગ તજી. ૧
એ કાળીમાં કામણ ભારી મોહ પામ્યા મોરારીરે,
શી ચતુરૈમાં મનડું માન્યું મેલી ગોપ કુમારીરે. સંગ તજી. ૨
કદ વધાર્યું કદરૂપીનું મેલી શશી સમ મુખડુંરે,
સુખનો સિંધુ સોશી લીધો કયાં દરસાવું દુખડુંરે. સંગ તજી. ૩
સ્વ ભુમી ગોકુળીયુ તજી ત્રિકમ મધુપુરમાં જઈ માલ્યારે,
કયમ કઠણ કાળજ કર્યું આવું નમેરા થયા નંદલાલારે. સંગ તજી. ૪
એ કાળીએ કામણ કરીને કીધા વશ વનમાળીરે,
વેરણ થઇને વેરજ વાળ્યું દીધું અંતર બાળીરે. સંગ તજી. ૫
પુરવે પુન્ય કર્યા તે પ્રોઢા નિજ ઘર રાખી બેઠીરે,
કરમ હીણાં કલ્પાંતજ કરીએ વ્રેહાની દુખ વેઠીરે. સંગ તજી. ૬
નોતું તેનું છતુ થયું ને હતુ તે કામ ન આવ્યુંરે,
જે સુખ કરતા તે દુખ ભરતા જોબને ઝેર જણાવ્યુરે. સંગ તજી. ૭
નિર્દય નંદનાલાલ ન થઇએ જુઓ પ્રીત તપાસીરે,
મહાસુખના સ્વામી સામળીઆ અબળા ઉર ઉદાશીરે. સંગ તજી. ૭

ગરબી ૪૭

" મેલો મોહન મારી માટલી " એ રાગનીછે.

સુણો જસોદા માવડી કંઇક વારો ને કાન,

કેહેતાં વારે વારે લાજીએ કાયર કરે ભગવાન. સુણો ટેક.
એક દીન હોય તો કહુ નહીરે દાડી કેમ સહેવાય,
રોજ આવે રંજાડવા હવે કેમરે રેહેવાય. સુણો. ૧
પ્રભાતે પાણી હું ગઈરે સાંકળ વાસીને દ્વાર,
પેઠો ઉઘાડી એકલો ધરી બીતી ના લગાર. સુણો. ૨
સાથે લાવ્યો તો ગોવાળીઆરે તેને ઘાલ્યા ઘર માંહ,
ક્ષણમાં તે સરવ ખાલી કર્યું છાસ પીએ ને પાય. સુણો. ૩
ઢોળી ઢોળી ને પાડચાં ધાબળારે ઠાલી કીધાછેરે માટ,
મસ્તાઈ કરી મન ભાવતી જુઓ બાયાજીનો ઘાટ. સુણો. ૪
માખણ ખાધુને પય પી ગયોરે કરી દોણા કેરી હાર,
ગોળી ફોડી તે ધુમાધુમમાં કાન કુદે ઠાર ઠાર. સુણો. ૫
એટલામાં આવી હું જળ ભરીરે ગોપ નાઠા નિજ ઘેર.
બાંધ્યો મે બાળ તમ તણોરે ચાલો દેખાડુ હું પેર. સુણો. ૬
જુઓ ને લક્ષણ લાલનાંરે કેવું કીધુછેરે કામ,
લાડ લડાવી આવો કર્યો તમે માહામુખનો શ્યામ. સુણો. ૭

ગરબી. ૪૮ મી. રાગ ઉપર પરમાણે.

સાંભળતામાં માત સંચર્યાં, જોવા જુવતીની સાથ;
ક્રોધે તે લોચન લાલછે ગ્રહી સોટી એક હાથ, સાભળતાં ટેક.
રાશ ઝાલીછે બીજા હાથમાંરે બાંધવાને રે બાળ,
ગાળો ભાંડે મુખથી ઘણી શીર લાગીછેરે જ્વાળ. સાં૦ ૧
હવે વલે કરૂ એહનીરે, કહ્યું માને નહી લેશ,
ગણગારેતો કોઈને નથી માર મારૂ હું વિશેષ. સાં૦ ૨

આર્વાને ઉભાં આંગણેરે બોલ્યાં મૂખથી વચન,
કાના કહી કહીને સાદ પાડીયાં કોય બોલ્યું નહી જન. સાં૦ ૩
સાંકળ ઉઘાડી ફરી વળ્યાંરે જોયું સદનની માંહ,
દિઠું પડેલું પેલું દોરડું કાન દીઠો નહિ કાંય. સાં૦ ૪
મૂખ ગોપીનું વિલું પડ્યુંરે, શીતળ થયુંછે તંન,
સાંસાંમાં સાસઘને પડી, થયાં સજળ લોચન. સાં૦ ૫
બાધ બાંધ્યો તો મેં તો આ દોરડેરે, વળી સ્થંભતણી સાથ,
જુઓ આ છાસના ધાબળાં, માટ ફોડયું છે આ હાથ, સાં૦ ૬
એવામાં દાશી આવી દોડતીરે, માતા જસોમતી પાસ,
ભોજન માગેછે ચાલો લાલજી, ઉઠયા પોઢી અવીનાશ. સાં૦ ૭
માતા માહા ક્રોધે ત્યાં વધ્યાંરે; પોતે મુખથી વચન,
આવે વારોવાર કુદતી લાવ્ય દેખાડને તન. સાં૦ ૮
લાલ મારો એવો છે નહીંરે, માથે મુકે તેને આળ,
નીરલજ લોક એકઠા કરી, મારો વગોવે તું બાળ. સાં૦ ૯
બીજી ગોપીને માતા આવીઆંરે જોવા કુંવરની પેર,
સેજેથી ઉઠયા સામળો, લીલા કરે નીજ ઘેર. સાં૦ ૧૦
સર્વે વ્યાપીક શ્રીનાથજીરે, ક્ષણુ ઠાલો નહી ઠામ,
દેખાડવા કરે દાસને લીલા માહાસુખનો સ્યામ. સાં૦ ૧૧

ગરબી. ૪૯

"જોબન રસ ઝલકાય રસીઆ રોપ તજોજી" એરાગ.
કાંકરીઓ મત માર કનૈયા કંસને કહીશું કાંકરીઓ મત માર ટેક.
કાંકરીઓ મત માર કનૈયા ઉરમાં કાંક વિચાર,

આળ કરે અજ્ઞાનિની પેરે ઘાટ નહી ગીરીધાર. કનૈયા. ૧
ફુટસે ઘટ મુજ ચીર ભીંજાશે સાસુડી દેશે ગાળ,
પીડા દેશે પરણ્યો હમારો સમજી લ્યો નંદલાલ. કનૈયા. ૨
જોરાવરી શું આમ જણાવે અમે અબળા નાર,
તેના પર તાકી જુએછે લાજને લાલ લગાર. કનૈયા. ૩
ગાળી ખાશો મારા મુખની નિફટ નંદકુમાર,
સાંજે એતો બીજી શ્યામા હુંતો ખાંડાની ધાર. કનૈયા. ૪
અળવીતરાં અતી આપ કરોછો એમાં નહી કંઇ સાર,
માત જસોદાની શરમે જાવા દઉછું આજ મોરાર. કનૈયા. ૫
ટમ ટમીને ટાંપા મારો એ સૌ આશા ફોક,
પ્રીતની રીત રહીત તમેછો જાણે ભવાડા લોક. કનૈયા. ૬
સખણા રેહેજે સાચુ કહુછું કેડ હમારી મેલ,
માહાસુખના સ્વામી સાંભળીઆ નોહ હાંસીનો ખેલ. કનૈયા. ૭

ગરબી. ૫૦મી.

છેલ શું દેછે છેહ ત્રીકમજી તારાં કેવઇએ છેલશું. ટેક.
છેલ શું દેછે છેહ ઉછેરી શો વિનતાનો વાંક,
અપરાધ પાખી પરહરશો તો શું કરશુ અમે રાંક. ત્રીકમ. ૧
નીર વિનાનું નીરજ જેવું કોકીલ વિણ વસંત,
દીન દામણુંને રે ઓશીઆળું આણે અખુટે અંત. ત્રીકમ. ૨
મોઘમ માર મારો તેથી શીશ છેદ્યાંમાં સાર,
દેખવું નહી ને દાઝવું ન મળે આવે પીડાનો પાર. ત્રીકમ. ૩
અહીયાં રહો તો સૌથી સારૂ નીકર લ્યો તમ સાથ,

માહાસુખના સ્વામી શામળીઆ નહી જાવા દઉ નાથ. ત્રીકમ. ૪

ગરબી. ૫૧મી.

જતો જુવાનીને રૂપ રસીલો રીઝયો નહીરે. જતો. ટેક.
સુભ સ્વરૂપને જોબન મારૂ ઉલટું એ દુખકાર,
ખીલાવનારને ખપ્યું નહીરે, અંગ ન એતો અંગાર. રસીલો. ૧
કુચ કઠોરતા જાણી તારી શામાં પામે સુખ,
મુજ ઉર પર એ બારજ ભારી દેખંતા બહું દુખ. રસીલો. ૨
દ્રગ તારી મરજાદા મોટી પ્રીતીનો પેહેલો પંથ,
સર મારી ઘાયલ ન કીધો કોડામણો મુજ કંથ, રસીલા. ૩
કંચનને શું કીજીએ જો તંગીએ આવે ન કામ,
રેણીને શુ કીજીએ જો હોયજ નિંદ હરામ. રસીલો. ૪
ચરણ મસે નવ રીઝાએ જો, ભરાય નહી ડગ એક.
જયન મળ્યોજો વિશ્વમાં તો શુ કરવોજ વિવેક. રસીલો. ૫
ચાર બાળ્યાંને બળી ચતુરાઇ આ શુ કરવા શણગાર,
બેઠી ન ઠંડી થઇ ભુધરસુ ઠમ ઠમતી રહી ઠાર રસીલો. ૬
ભોજન તે શુ કીજીએજો, ક્ષુધા જરા નવ હોય,
કોમળ કાયા શું કરૂરે ભોગવનાર ન જોય. રસીલો. ૭
પુર્વ જન્મના પાપે આ પ્રગટ્યુ જોબન રૂપ જરૂર,
માહાસુખનો સ્વામી મોહ્યો નહી, થયો મન મગરૂર રસીલો. ૮

ગરબી. ૫૨

“ બયાન આયે રામ જનકપુર દશરેયજીકે લાલારે ”
વૃજ વીનતા કહે સુણ સખીરાધે શોગુણ શુભ તુજમાં ભરીઆ.

આડુઆરી જબરેશી કીધી જગજીવનને વશ કરીઓ. વૃજવી. ૧
અકળ અજીત અખંડ અવીનાશી તેનો ચીત તેં હરીઓં,
ફેરા ફરે વસંતની પુઠે મદન મોરારી પાછળ ફરીઓ વૃજવી. ૨
જેની માયામાં વિંટાયું જકત તેતો તારે ડરીઓ,
કે મોહન મન હરવા કારણ શો વ્રત તપ તેં આદરીઓ. વૃજવી. ૩
શીવ શુર બ્રહ્મા પારે ન પામે, તેતો સરખી તુજથી ડરીયો,
કરતા કોટી બ્રહ્માંડ તણો તે ગોદવિશે ઘટીમાં ધરીઓ વૃજવી. ૪
મોહની જાળ ગુથી તે માનની મોહન ગટ લઈને ગરીઓ,
રાધા રાણી તું બહુ શાણી તુ ગુણનો ગરવો દરીઓ વૃજવી. ૫
ગુણવંતી ગોરી દરસાવ્યો આપે ઈલાજ જે વાપરીઓ,
ભાગ્ય ભલાં ભખુ ભાન કુમારો માસુખનો સ્વામી વરીઓ. વૃજ, ૬

ગરબી. ૫૩ રાગ ઉપરનો.

રાધા રાધા શું રટે છે રશીઆ તારે રાધા સૌ સરખી,
ઓરા આવો અલબેલા વાલા ઉર સાથે ચાંપુ હરખી, રાધા. ૧
બલીહારી જઉ બાળ મુકુંદા ઓવારણા લઉ મુખ નીરખી.
માસુખના સ્વામી મતબાલા તેં મને નાંખીછે ભુરકી. રાધા. ૨

ગરબી. ૫૪

"મીલજાઓ મોહન પ્યારે" એ રાગનીછે,

દયાધન ભજરે, શીખ સુણીને મદ પરહર મનમારા,
મદ પરહર મનમારા મનસુબા કર ન નકારા, તજતુ કપટરે,
શીખ સુણીને મદ પરહર મન મારા. ઢાળ.
એ દર્પ વડો દુખકારી, વિખ સર્પ થકીછે ભારી, તેથી તજો તમે

નરે નારી, જાવું ઝટરે, શીખ સુણી. ૧
જે હતા અતી મસ્તાની,તે ઠર્યાં ન સ્થીર અભીમાની, લેવઈ જગમાં
નાદાની, થઇ ફટ ફટરે શીખ સુણી. ૨
અળગા એથી અલબેલો,માટે વિચારીને મદ મેલો, ખૂબ નમ્ર પણા
માં એલો જો ધરો વટરે, શીખ સુણી. ૩
અભિમાન નર્કમાં પાડે, પ્રીતી પરમેશ્વર છાંડે, માટે મમતા શીદને
માંડે તજ અટપટરે, શીખ સુણી. ૪
જુઓ લંકપતી બહુ બળીઓ, અભિમાને અવની ઢળીઓ,પરિવાર
સહીત તે પળીઓ એજ પ્રગટરે, શીખ સુણી. ૫
હીરણાકશ્યપે મદ રાખ્યો, તો સ્વાદ મરણનો ચાખ્યો, નખે વિદારી
નરસીંગ નાંખ્યો, અંત્યે કટરે શીખ સુણી. ૬
દુર્યોધન મહા અંકારી,જેણે પીડી પાંડવ નારી, રોળાયો રણમાં હારી
એજ નકટરે. શીખ સુણી. ૭
જુઓ જ્ઞાન વિચારે ઠુંડી, એવા અનેક ચાલ્યા ઉડી, પોચી નહી
માહાસુખ મુડી એ અટપટરે શીખ સુણી. ૮

## ગરબી. ૫૫મી.

"શિયાજી ગાયકવાડ નસિબનો બહુ બળીઓ" એરાગનું.

સુણો સુણો અરજ મુજ આજ કરણેશ્વર બળીઆ,
તમ શકતી છે માહારાજ અપાર ન જાઓ કળીયા, ટેક.
વિશ્વવિશે વખણાય વડેલી બોરસદ પ્રગણા માહેરે,
ડાબી ડાલ્યા ત્યાંહ વસેછે વશ્યા વિશ્વંભર ત્યાંહ, કરણેશ્વર ૧
વાડવ એડાવાળ હતો શુભ કરણ દેવને નામરે,

સાચી સેવા શ્રાવણ માસે આરંભી અષ્ટ જામ. કરણેશ્વર. ૨
ભોળા આપે ભાવ ધરીને તેને પરમ પદ આપ્યુંરે,
સેવા સાચી જાણી શીવજી વચને સ્થાનક સ્થાપ્યું. કરણેશ્વર. ૩
ભક્ત વચ્છળ ભવ તારણ ભોળા દીન જનના દુઃખહારીરે,
મેહેર કરીને કેર હરોછો રંગભેર ત્રિપુરારી, કરણેશ્વર. ૪
ભોંયરામાં ભાગોળે ભોળા, ભાવે વાસ કરોછોરે,
આવે સેવક દરસન કરવા તેના તાપ હરોછો. કરણેશ્વર. ૫
સુંદર સરની તીર બિરાજ્યા વેરઈજીની સાથરે,
આનંદના કરતા અકળીતછો પૃથ્વીમાં પ્રખ્યાત. કરણેશ્વર. ૬
વીનતા એક વડેલી કેરી તન અરથે તુજ સ્થાનરે,
આવી તેનો આશા પુરી, આપ્યાછે સંતાન. કરણેશ્વર. ૭
પુર્વે વટાદરાની વાશી વીનતા વંઝા દોશીરે,
આપ્યો પુત્ર અમુલ્ય તેહને ઉરમાં અબળા હોશી. કરણેશ્વર. ૮
જે જે દુખીયો દોડી આવે તેના દરદ હરોછોરે,
ભવની ભાવઠ ભાગી તેની નેહે ન્યાલ કરોછો. કરણેશ્વર. ૯
આંધળાને આંખજ આપે પાંગળાને પાયરે,
ગામ વડેલી તુજ પરતાપે, સદાજ સુખની માંહ. કરણેશ્વર. ૧૦
છછેડાયો છોકરવાદ઼ે તોડયો નહિં નિજ નેકરે,
મુરતી નાંખી કૂપ વિશે ને, ઉભો ત્યાં અવિવેક. કરણેશ. ૧૧
અસુર આવ્યો કોપ કરીને લેવા તારૂ માનરે,
પ્રગટ પારખાં આપ્યા તેને સીવજી વાળી સાન કરણેશ્વર. ૧૨
રંગ જુદા બદલાયા નીરના થયુ અધીરૂ ગામરે,

ઉભરાયો ભરપુર કુવા ત્યાં રાખ્યું રૂડું નામ કરણેશ્વર. ૧૩
નિકળી સકળ મુરતોઓ શાથે હરખ્યો સકળ સમાજરે,
પરછા આવ્યા અનેક એવા મોટાછો માહારાજ. કરણેશ્વર. ૧૪
સરણાંગત સેવક ઉગાર્યા દુરીજનને સંહાર્યારે,
આશ્રીત જનને ઓથજ મોટી, મદમાતાને માર્યા. કરણે. ૧૫
તુજ સમાન્ય નહી ત્રિલોકે સત્ય સ્વરૂપા દેવરે,
મેહેર કરો મહાસુખની ઉપર સદાય માગે સેવ કરણે. ૧૬

ગરબી. ૫૬

" મારે ઘેર આવો નંદલાલા " એરાગ.

ઓરા આવો અલબેલા આજે.
તલસેરે તનડુ ત્રિકમ તુજ કાજે; ઓરા આવો; ટેક;
વધારોને હેત હરી મુજથી ઉભી ફરૂ હું અબળા તુજથી,
તારા વીણ અન્યને જોતી નથી. ઓરા આવો. ૧
હરી તારી હામ મને સાચી, રહ્યુ મન રાજ વિશે રાચી,
પ્રભુ પાખી બાજી બધી કાચી. ઓરા આવો. ૨
પ્યારા મારા પ્રાણ થકી મુજને, ન્યાળી રહુ રળીયાત હું તુજને.
વારી વારી જાઉ નંદા તુજને. ઓરા આવો, ૩
પરીતાજ લાજ કરી લાલા, બેઠી તારી ઓથ ગ્રહી વાલા,
જપુ તુજ નામ તણી માળા. ઓરા આવો. ૪
સાસરીયાની શુળીછે મોટી, પીયરીયાની પ્રીતડી ખોટી,
રહ્યું ચીત તો તુજમાં ચોટી ઓરા આવો. ૫
મેણા મને લોક ઘણા દેછે, ભુંડી ભુંડી પાછળથી કેછે,

પ્રભુ પણ પ્રાણ તું મારેછે    ઓરા આવો. ૬
લાગે ઘરબાર મને ખારૂ. સહુ સૈ સંકટ તુજ સારૂ,
માન્યુ મન તુજ છબીમાં મારૂ    ઓરા આવો. ૭
જરા ખોફ કોની ન ઉર ધારૂ, લવે લક્ષ લોક ન ગણુગારૂ,
આપેક્ષા દરસનને સારૂ    ઓરા આવો. ૮
રામા રાંકના વાંક શા લેવા, ઘટે નહી નાથ થવું એવા,
વાલા મારા વિસારી ને દેવા.    ઓરા આવો. ૯
અરજી દિન દાશીની ઉર લાવો, ખુરો વ્રેહ વ્હની બુજાવો,
મહાસુખના શ્વામી આવો    ઓરા આવો.૧૦

### ગરબી ૫૭

"સેજાનંદ હરી પ્રગટ થયા સેજાનંદ હરી," એરાગ
અળખામણુ કીધું ગોકળીયું શુઅળખામણુ કીધુ, ટેક.
પ્રેમદા પ્રેમના ફંદમાં પાડી ચીતડુ ચોરીલીધુ.    ગોકુળીઉ.૧
કૃષ્ટને વશ કામની કાડી સોશ્યો હરી સુખ સીધુ.    ગોકુળીઉ.૨
સ્નેહ કરી તરછોડો શું ત્રીકમ વીયોગે વપૂ વિધ્યું.    ગોકુળીઉ.૩
પેહેલાં ભુલાવી છેહ દીધો પ્રભુ વિખડુ ઘોળી દીધુ. ગોકુળીયું૪
વેઢે વેઢેથી વાંકા થયા વીઠલ, કૈં ન કહ્યું સીધું    ગોકુળીયું. ૫
ગોપદારા એ દગો નવ જાણ્યો જળ પાઈને પીધું ગોકુળીયું. ૬
ગમતની ઘટી ક્ષણ એક ન વીસરે વૃજ સઘળુ અંધુ ગોકુળીયું. ૭
માહાસુખના સ્વામી સુણો વિનતી મનમાન્યા દીન બંધુ. ગોકુળી. ૮

### ગરબી. ૫૮

ઘેલા કર્યાંછે હરી ગોપી જન ઘેલાં કર્યાંછે હરી; ટેક,

પ્રાણ પ્રભુ તમ પાસે રહ્યોછે જંપ ન વળતો જરી; ગોપી,
ભણકારા વાગે મોરલી તણારે ભામની દુખમાં ભરી, ગોપી, ૧
ચમકીને નીંદથી ઉઠે ચતુરા રેન ન જાએ મારી, ગોપી
વાયે ઉડ્યાં વ્રજ વીનતા આવ્યાં ધીર ન રેહેતી ધરી, ગોપી, ૨
અન જળ નવ ભાવે અલબેલા ત્તાન ગયુંછે ગરી, ગોપી,
પ્રેમની પીડા કોનેજ કહીએ મનમાંજ રહીએ મરી, ગોપી, ૩
વ્હાલાજીની વિપત વડી એ હૈયામાં હોળી ઠરી, ગોપી,
એ સોસનાએ તનડું તપે છે કોડેજ નાખી છરી, ગોપી, ૪
વિયોગ કીડો કાળજું કોરે મદન પીડા સુસંરી, ગોપી,
માહા સુખના સ્વામી મળવાને આવો પ્રાણ જશે નીસરી, ગોપી, ૫

### ગરબી. ૫૯

(કાનુડો કામણગાળોરે સાહેલી આતો કાનુડો કામણ ગાળોરે)
એ રાગ.

પ્રીત લગાડીરે પ્યારેરે સાહેલી મને પ્રીત લગાડી પ્યારેરે. ટેક.
પ્રીત લગાડી પ્યારે નમેરા નંદ દુલારે કપટી કામણ ગારેરે. સા૦
ચીતડું ચોર્યુંછે મારૂં, પ્રેમ પીડા કહાં ભારૂં, બચ્યાનુ ન દીસે બારૂંરે. સા૦ ૧
અવર ન રૂચે કશુ, ચરણમાં ચીત્ત વશ્યુ, ખેંચે નવ જાય ખશ્યુરે. સા૦
જુલમી તો જાદુગીરી, કપટી કેનૈયે કરી, મન મારૂં લીધુ હરીરે. સા૦ ૨
જાણે એના વશને રહીએ, એવું કયું નંદ છૈયે, પાર એનો નવ લહીએરે. સા૦
માહાસુખનો સ્વામી બની, રઠ લાગી મને એની, વરૂં એ ઉપાય કેનીરે સા. ૩

### ગરબી. ૬૦

(શ્યામ રંગ સમીપે ન જાવું મારે આજ થકી શ્યામ રંગ સમીપે ન જાવું)
એ રાગ.

માનીતીનો સંગ રંગ માણો;
કપટકરાં કબ્જા કુટાલ વાઓછો વર્નાલા,
અંગ તણો રંગ ભીતર આણો. મો.
મુખથી મીઠુમોઠુ ભાંઓ બોલતામાં બાંધો,
સમય સુચી વેણ વદીજાણો; મો. ૧
પરદારાશુ રોજ રમી રાજ આજ આવ્યા,
તે મને શુ તમ જેવાં પ્રમાણો. મો.
જાઓ જદુનાથ મારા મોહોલમાં નપેસવું,
મનને ગમે તે નાર નાણો. મો. ૨
ભોળી જાણી ભોળવ્યો હરી પણ હવે નભુલુ,
વદનથી વાહાવા શુ વખાણો. મો.
વેણુ બાણ બોલી બાળી બાળા રદય કાચુ,
જગતમાં લખાઓ લાલ શાણો. મો. ૩
ઢંગ એતો ધુતારાના પ્રથમે ન જાણ્યા,
જાણતીતી દોલવિશે હું દાનો. મો.
પાંસરા રો પ્રીતમ હવે તમથકી હું થાકી,
મામુખના નાથ કર ન તાણો. મો. ૪

ગરબી ૬૧

(સોકન ઘર ગયે રહેરે, સોકન ઘર ગયે રહેરે) એ રાગની.
રમે રંગ રસીઓ કુબજા સંગરે રંમ રસીઓ કુબજા સંગરે. ઢાળ
રસીઓ કુબજા સંગ રમે મુજ કાળજ કોરીરે જુઓ એ
ધુતારાના ઢંગરે. રંગ.

કાળા એ કાળી કરી પ્યારી પરહરી ગોરીરે, આપ કરીને ઓળ્યુ નંગરે. રંગ૧

વેરણુ વિધાતે કીધી દાધાંયુની દોરીરે, ઉરે ઉમેદ સૌ થઈ ભંગરે. રંગ.

વ્રેમાં વેહેતાં મુકી પાતળીએ પ્રીત તોરીરે જોબનમાં જોર અનંગરે. રંગ. ૨

કાનાને કશી દયા વશો ન કપટીરે, અરેપત નહી જાણ્ત અંગરે. રંગ.

ભર જોબનમા બુરકી નાંખી વેર વાળ્યુંરે, છીન લીઓ મદનનો રંગરે. રંગ. ૩

કુણુ અમારા એમાં નોમણોયાં કીધાંરે. પાડ્યો આ પુણું પ્રસંગરે. રંગ.

ચીતમાં ચાતા કરીને ગયો માહામુખનો સ્વામીરે. ગોકળ ડો અંગ ઉમંગરે. રંગ. ૪

## અરબી ૬૨ પ્રભાતિયુ.

આજ સખી આણંદ તણો દીન નંદનનો કુંવર પધારચારે.
સુખની પળ સોહામણી આ.વી.,દુખના દાન નિવારચા રે. આ. ૧
વદન નીરખતાં વીર્યજારનું ઉલટ અંગ ન માએરે,
તાપ ત્રિવિધી તનના ટળીયા, મળીયા શ્રી જદુરાયરે. આજ.૨
ભુજ ભરી ચાંપી ઉર સાથે, લોચનનું સુખ કીધુંરે,
ભુધરને મીઠી થઇ ઠંડી, પાન અધુર મૃત પીધુંરે. આજ ૩
પેલા જનમની કરણી મારી, પાતળીઆશુ પ્રીતીરે,

ભાગ્ય ભાનુ ઉદય થયોને, દુખની રજની વીતારે. આજ.૪
રમી રહ્યો ઘટમાં ગીરધારી, ભાવટ ભવની મટાડીરે.
મળ્યો મને માહાસુખનો સ્વામી.પિડ્યા ગુપ્ત ઘટાડીરે, આ.૫

## ગરબી ૬૩

(ભવાન આયે રામ જનકપુર) એ રાગ.

અંગ ઉમંગનો રંગ પ્રગટ કરી, નાચે નટ ગીરધારીરે,
ચપળ ચપળ નીજ ચરણ ચલાવે કોડથી કુંજ બીહારીરે અં.૧
થનક થનક તન વાગે ઘુઘરી, જગમગ જુવતી જોતીરે,
તાલ મૃદંગ સુંદર સુર સોહત. મનહર કુંડલ મોતીરે. અં.૨
મધુરી મન મોહન કર મોરલી સુણી વ્યાકુલ વૃજનારીરે,
નીરખી કર લટકો ભટકો ઉર, ચટકો ચીત સુખકારીરે. અં. ૮
નયન મરોડે કુટીલ કટાક્ષે લંક કટીનો ન્યારોરે,
લીન લાલને નીરખી લલના, પ્રીતમ લાગે પ્યારોરે. અંગ. ૫
સુંદર શોભિત વપૂપર અંબર નીરખીં દીવ મણી થોભેરે,
શ્યામ સુવદન શશી સમ સુંદર, વનીતાવૃંદમાં શોભેરે. અંગ. ૬
ઘણુ વીરહકા મૂળ ગ્રહીકર, નટવર કરે રંગ રેલીરે:
તાજ કળાધરનો ગીર સોહત, જોઈ જુવતી થઈ ઘેમ.રે. અંગ.૭
ઘન શ્યામ કનૈયો વિજળી રાધા, ઝબકે જોબનમાતીરે;
રાસ રમે અવીનાશ વિલાસે, લે તાળી કર તાતીરે. અંગ.૮
પીત પીતાંબર ધારી મોરારી, સુખકારી દુખ હારીરે;
સદન સદન આનંદ ગોકુળમાં, ઘુમે ગોપકુમારીરે. અંગ.૯
સુંદર અશ્વીન માસની રજની, શીરપર ચંદ પુનમકેરે!

માહામુખનો સ્વામી મતવાલો,થેઈથેઈ કરતો ઠમકોરે અંબરે. ૧૦

## પીઠણી. ૬૪

હકુકા કીસમત બડાથા તાબુતની કુટણીનો રાગ.

જાયો જુઓ જસોદા તમારો.

જુઓ જસોદા તમારો, કાનો કેડો ન મુકે હમારોરે. મા જાયો ઢાળ.

મહી માગીને રોજ રંજાડે, બાજ બડવાનું બાનુ કાડે;
પછી રસ્તો રોકીને પીડ પાડેરે. મા જાયો. ૧

છેલ છોગાળો છાકયો ફરેછે, બીક કોની ન ઉરમાં ધરેછે;
કામનીઓને કાયર કરેછે. મા જાયો. ૨

ગાળ ભુંડી ભાંડે એ અલેખે, ન્યાળી ન્યાળીને મુખડું પેખે;
દાડી લોક બવાડા એ દેખેરે. મા જાયો. ૩

સખો ટોળે મળીને જ્યાં જાવે, વિના બોલાવ્યો પુઠળ એ આવે;
ચાળા ભુધર કરે મન ભાવેરે. મા જાયો. ૪

મટુકીમાં તે કંકર મારે, દાણ મહીના માગે વારવારે;
જુલમ જબરો એવા એ ગુજારેરે. મા જાયો. ૫

લાવી ગોવાળીઆને ચડાવે, માઠ મારગ માહી તે પડાવે;
માહોમાંહી અમને એ લડાવેરે. મા જાયો. ૬

રોકે ઘાટે વાટે ને ઘરમાંહી, ખાતા પીતા સુતા સેજ માહી;
શ્યામ પજવે આવીને સદાઇરે. મા જાયો. ૭

મધ્ય નિશાએ વેણા વગાડે, મોહ માનુનીને એ લગાડે;
કરી જાદુગરીએ જગાડેરે. મા જાયો. ૮

જુઠુ બોલીને સોગન ખાવે, સાથ સઘળામાં પાજવ સાધે;

વશ ક્રોટી ઉપાએ ન થાએરે. મા જાયો. ૯
ઢોંગ ધીનોજાના શું કહીએ ઘણું થોડામાં સમજી લઇએ;
કહો કહાં બગલ્ડ કુષ્ણ સહીએરે. મા જાયો. ૧૦
લાજ લાડકવાયાને કોઇ વારો, સારી શીક્ષા આપીરે સુધારો;
રએ માહાસુના સ્વામીને મારોરે, મા. જાયો. ૧૧

### લાવણી. ૬૫

સકુળ ધરી સણગાર સખી સંગ બણી ઠણીને રાધે પ્યારી,
જળ જમનામાં નાવા કાજે ચાલી અંગ ઉલટ ધારી. ૧
અદકાં શોભીત એક બીજાથી સુંદર અંબર અંગધરી,
દરસાવે ચતુરઇના ચીન્હો રામા રૂમઝૂમ રંગ ભરી. ૨
વાંનતા વૃંદ કનકની વેલો. સ્યામ શેશ શીર કેશ દીસે,
નાના વીધના નખરાં કરતી, જુવતી જોતાં મન હીસે. ૩
વાળે વાળે મોતી પરોવ્યાં વેણી અતી સુંદર શણગારી,
વાંકો વીચ અંબોડો વાળ્યો તે શોભા આપે સારી. ૪
અર્ધ ચંદ્ર આકાર ભાલ શુભ ત્યાંથી શીખ્યો છે સીધો.
શકે શશીને કમળ વદનોએ લલાટ પર ધારી લીધો. ૫
મધે ટીલડી ઝગમગ ઝબકે ચંદની ચળકે સુખકારી,
વીજળી ઝબકે આભુંજીશે એમ ઝબકે બાઝી વૃજનારી.૬
ચપળ ચક્ષુમાં અંજન આંજ્યું દ્રગ મ્રગ સરખી અણીઆળી
ભુરકીથી ભરપુર ભ્રકુટી કમાન જયમ વાંકી વાળી. ૭
વિષયાશકને રકત રંગમાં કીકીશામ છે કાળી,
જોબન મદ ભરપુરમાં ચાલે જુએ ન કો સમીપે ભાળી ૮

નાશા કીર સમ બીચમાં નથની, ગરેવ થકી ઘુમતી જતી,
ગાલ ગલેલા લાલ મુકોમળ, હીરે હઈઓ હરખાતી. ૯
અધુર આંબ્રની દિસે કાતળી, દાડમ કેરી દંતકળી,
પાન ચાવતી દે પાચકારી, રેખ કનકની માંહમળી ૧૦
રસના ઉપર ભમે ભારતી, વાણી અમ્રીતથીજ ગળી,
મૃદુ હાસ્ય કરી મુખ મકલાવે, ભમીતા ભલના વંકવળી, ૧૧
ઉર ઉભરાયુ પ્રેમ તણે રસ, નેન ખુડયા રતિના રંગમાં,
શુર નુર ભરપૂર વપૂ પર, આલસ અલ્પ રહી અંગમાં, ૧૨
કંઠ કળાપા કોકીલ સમસુર, ડાક કરી બોલે ઠમકે,
શ્રવણ દ્વારમાં લલિત લોળીઉ, ગુજરે અકોટી વિચ ઝમકે. ૧૩
તાતો માતી અકડ છાતી, કાચી આંબ્ર ઉપર કેરી,
કંચુકી ઉપર કસ કસતી, સ્તન તે મદન સદન લ્હેરી. ૧૪
પોયણ પાન સરીખુ નાજુક, ઉદર સુંદર સર જળ થોભે,
હાર ગંગ નવસર તેમાંથી, ભક્ષ વસા મનકુ લોભે. ૧૫
લંક કટીકો વંકો જેવો, પંચાનન સીકાર ચડે,
મોહની રૂપની મોહ જાળમા, મદન તદન આગે અથડે. ૧૬
કદલો સ્થંભ સરીખો જંઘા, પદ પંકજના દલ જેવા,
પાની કુમકુમ વરણી સુંદર, વડો સોર વાગે વીંછવા. ૧૭
ફુલ જોડવા પેન પાયમાં, આંગળીઓ ચ્યમ ચુંમ ફળી,
આતુર મન મોહન વસ કરવા, ચાલ મરાલ ચલે પતળી.
પૃથ્વી નિજ અંગુષ્ટે ખણતી, ઝમઝમતી નેપુરવાળી,
જેન છબીલી રંગરસીલી, ભાન ટળે નજરે ભાળી. ૧૯

કનક તણી ચુડી નીલ કરમાં, વેઢ વીંટી દસ આંગળીએ,
લટકા કરતી ચાલે લલના, મન આશા મોહન મળીએ, ૨૦
ગાર વર્ણમાં સાજુ સોભે, કનક કળસ સીર પર ધારી,
અંગ ઉમંગનો રંગ રસીક છે, જોબનના મદમાં નારી. ૨૧
ચાલી હાથણી કળસ ઢોળવા, ઝુલે એ રીતે જુવતી.
હાસ્ય વીનોદની વાતે વ્રજની, જુપમ્ બળ્ય ધરાંજ અતી. ૨૨
જુવતી વૃંદ જઇને ઉભું, નિર્મળ જળ જમુનાના તીરે,
પટ મુકીને જળમાં પેઠી, તે જાણ્યું હળધરવીરે. ૨૩
ગ્રહી હાથમાં મોરલી મનહર, આવ્યા નંદકુંવર લેહેરી,
કીરીટ ધર્યો શીરપર અતી શુંદર, વપૂપર વાઘો મુનેરી. ૨૪
આપ સમાણા આહીર સંગે, લેઇ આવ્યા નટવર નાગર,
જેમ ઉદ્યોત અતીમાં ચળકે, શશી પુર્ણીનો સુખસાગર. ૨૫
જમુનાના તીરે જઇને ઉભા જ્યાં જુવતી ઝુલે જળમાં,
રમે રમતને તરે તારુણી મદ માતી જોબન બળમાં. ૨૬
ભામનીઓ નીજ ભાન તજીને, અંગ ઉમંગ અતુલ્ય ધરી,
અનાજ સમાવા જળમાં પેઠી. ગરવે ઘેલી સો શુંદરી. ૨૭
અક્ષ્તાઇમાં ગુલતાન ગોરીએ, ઝટ આવો ડુબકી જ્યારે,
કદમ તરુ પર ચીર હરીને, ગુપચુપ હરી ચડીયા ત્યારે. ૨૮
ગોવાળીઆ સૌ ગયા કદમ પર, ગુપ્ત રીતે નહી કો જાણે,
વળી વાર થઇ જળમાં રમતાં, વિચાર રાધા મન આણે. ૨૯
હવે વાર થઇ ઘણી સાહેલાં, આવો ચીર પેહેરી જઇએ,
માલ માનુની ઘોડામાંહે, ઝાઝું જળમાં નવ રહીએ. ૩૧

દીવશ ચઢયોછે દોઢપોર પણ, જરાય તમને ભાન નહી,
ધણું કહયું કોયે નવ માન્યું, રાધા એકલી બહાર વહી. ૩૧
આરે જઇને અંબર જોયાં, મળે નહી મુખ વિધુ કરી,
સોર કરીને કેહે સખીઓને, વસ્ત્ર કોક લઇ ગયુ હરી. ૩૨
સુણતામાં દોડી દારાઓ, ફાળ પડી નીજ ઉરની માંહ,
અર્ધ અંગ જળ માંહી રાખ્યાં,જુવે ચાતુરા ચીર નહી કયાંય. ૩૩
નિકળાય નહીં એ નગ્ન દેહડી, ચતુરાછે ઉર માંહ ઉદાશ,
દિલગોરી દીલમાં અતી વ્યાપી,પામ્યો આનંદ ઉરનો નાશ. ૩૪
આકુળ વ્યાકુળ થઇને અબળા, ન્યાળે નજર કરી ચોપાસ.
એવે એક દોઠા ચતુરાએ.કદમ ઉપરછે શ્રી અવિનાશ. ૩૫
અરે ચીરનો ચોર બતાવું. જુઓ કદમ પર સંતાયો,
ગમ ન પડી ગોવીંદની કશીએ, કુણ જાણે કયારે આવ્યો. ૩
ધાઓ ધાઓરે સૈયર મારી, બતાવું કાના કપટીને,
ગુપ્ત રહ્યો એ કેવો કદમ પર, શાખા સરસો લપટીને. ૩૭
આતુર અબળા કાન પકડવા. નગ્ન દેહડી કયમ નિકળે,
જળ માંહી જુવતી રહી ઝુરે, ટાળે મળીને સૌ ટળવળે, ૩૮
સખી સકળ સાંસાંમાં પડાને, વિચાર વિધવિધ ઉર આણે,
સમજાવીને કોહો સામળને, દયા કંઇક દીલમાં જાણે. ૩૯
કળે કરીને કામ કાંડવું, પાણ તળેથી જ્યમ આંગળી,
મુમતીછે માહાસુખનો શ્વામાં. બીજવવો નહી વનમાળી. ૪

**લાવણી ૬૬**

"નોકરી કઠણ સિંધવાડી" એ રાગનીછે,

ચીર દ્યો જશોમતીના જાયા ( ૨ ) ચીર દ્યો;
કહાં સુધી જળમાં ટળવળીએ સુજાણ જગરાયા. ટાળ.
વપૂ પર શીત વાય અમનેરે, ( ૨ )
વાર થાયછે જોડલા પટકુળ દ્યો કહીએ તમને;
ધાટ નહી ગીરીધારી એતો, ( ૨ )
લાજ લાલ મન માહી ધરો રેજ કજેતી છે નહી તો;
હરી કાં ખોટિ કરો કસું, ( ૨ )
કામ ઘણું છે ધુસે થાશે સદન વિશે સામુ;
બનો શુ ઘેલા થઇ ડાહ્યા, ( ૨ )
કહાં સુધી જળમાં ટળવળીએ સુજાણ જગરાયા. ૧
હાંસીતો ઘટી એક કરીએરે, ( ૨ )
એવા છબીલા છાંટા રંગના કુડાં નહીં ભરાએ;
એકઠા લોકડીઆ થાશે, ( ૨ )
લાખ ટકાની લાજ અમારી પળ માહી જાશે;
ઝાઝુ શુ કહીએ તમને રે ( ૨ )
પ્રીતમ પ્યારા પ્રીત કરીને દ્યો પટકુલ અમને;
ધ્રુજેછે ઠંડ થકી કાયા રે ( ૨ )
કહાં સુધી જળમાં ટળવળીએ, સુજાણ જગરાય. ૨
કુરજત જો કરશો આવી ( ૨ )
કોણ રાખશે કહી ભરશો, વિચાર જો લાવી;
તમે તો નવરા નંદલાલા ( ૨ )
પજવોછો વૃજ નાર. કાને નીત્ય નવા ચાળા;

પીડા દઇ આવી હરી અમને ( ૨ )
કહો કૃષ્ણ શી મોજ મળે છે મન માંહી તમને;
લાલજી લંપટ લેવાયા ( ૨ )
કહાં સુધી જળમાં ટળવળીએ, શું જાણ્યુ જગરાયા ૩
કુકુલ ઝટપટ અમને આપોરે ( ૨ )
સમજો શાણા મીઠા વૃક્ષનું મૂળ શુંજ કાપો;
સલખણા સમજોતો સારૂ ( ૨ )
સહન થશે ક્યાં સુધી પીડા આ કહો વીઠલ વારૂ;
જેમ જેમ કહીએ કરગરતાં ( ૨ )
તેમ તેમ ફોગટ ફંદ મચાવી પજવોછો વીનતા;
મોહનજી ખોટી એ માયા ( ૨ )
કહાં સુધી જળમાં ટળવળીએ, સુજાણ જગ રાયા. ૪
પ્રીતમજી પાય પડી કહીએરે ( ૨ (
રનીઆ જશોઆ દયા ધરીને ઝટ અંબર દઇએ;
વાર થઇ ઘણી સમજ વાલારે ) ૨ )
માત આવતી હશે શોધવા દ્યો પટકુળ લાલા;
નહીતો ફરીઆદી દઇશું ( ૨ )
નાહામુખના શ્રવામાં નિશ્ચે જઇ જશોમતીને કહીશું;
ધીંગાણું કરવા શું ધાયા ( ૨ )
કહાં સુધી જળમાં ટળવળીએ સુજાણ જગરાયા.

ગરબી ૬૭

( મારગ મુકને કહુછું કાના ક્યારનીજે ) એ રાગ

કેડો મુકને કાના હું કહુશું નમાંજો,
મુણે લોક માટે મન વીશે રહુ સમીજો; કેડો મુ. ટેક;
હજુ ટેવ તારી નફટ કાંઇ નવ ટળીજો,
થયો મોટેરો પણ સાંન કાંઇ નવ વળીજો; કેડો મુ. ૧
મોહન મારામાં તો સાર નહી નિકળેજો,
ધુતા જા પરો જોવાને લોકડીઆ મળેજો; કેડો મુ. ૨
પાલવ મુકને પાતળીઆ કયમ સાયછે જો,
મારી સૈયરનો સાથ તુટી જાયછેજો; કેડો મુ ૩
દાણ દધી તણુ આપનારી હું નહીજો,
આજ રીત કાનુડા નવી મે લહીજો; કેડો મુ. ૪
મને રોકાને રાખીછે કઈ વારથીજો,
પ્રથમ ચેતાવું છું રેહેજે તારા બારથીજો. કેડો મુ. ૫
એવું સત્વ શું જે મનકુ તારૂ અહીં ભમેજો.
શંકે આજ મારા મુખની ખાવાં ગમેજો; કેડો મુ. ૬
સ્વાર્થ થી સદૈવ તુ મારો પુઠ ફરેજો,
પોતામાતની બીક ઉરમાં ધરેજો; કેડો મુ. ૭
મુખે આવ્યુ તેમ મોહન ન ભાંખીએજો,
નેડો નારે સાથે નીમોશ ન રાખીએજો; કેડો મુ. ૮
પ્રીતની રહીત રીતનુ જાણે બકાંજો,
છોરૂ સિદ્ધામાં શું છોગ તુ જાએ છકીજો; કેડો મુ. ૯
માધો આવડાએ જડાવી લાલને કરયોજો,
મુખથી માહીમુખનાં શ્યામા રેહેજે પાસરોજો; કેડો મુ. ૧૦

## ગરબી. ૬૮

શુંદર શીક્ષા મનમાં મારી શાણા સમજી લઈએજી,
પુરશોતમનું પૂરણ વ્રત તે એક ચીતે આચરીએરે, નીરમળ
થઈએજી: ટાળ;

પડવે પ્રાત:કાળે ઉઠી સરીતા સ્નાનજ કરવુંજી,
કુડ કપટનો ત્યાગ કરીને ધ્યાન હરીનું ધરવુંરે: નીરમળ.
બિજે બદદાનત પરહરવી કૂર કરમથી બીવુંજી,
પરોપકારે પેહેજ કરવી, જગમાં ધન્ય ધન્ય જીવુંરે: નિર.
ત્રીજે તાળી ત્રીભોવનપતીશુ પાડો ત્રશના ત્યાગીજી,
ગજા પ્રમાણે પુન્યજ કરવું મનના મદને ભાગીરે. નિર.
ચોથે ચીત આકૃસવું આપે અન્યા પરથી પ્રીતેજી:
ચત્રભુજને ચરણે અરપી તનમન નિત્યે નિરપેરે. નિરમળ.
પાંચમ જુકતા એકજ કરવું હરિરસ હરખી પીવોજી:
એકાદશ ઇદ્રીને સાધા કરવો ઉરમાં દીવોરે. નિરમળ.
છઠે હૈયાનો છક ટાળી ભાળી જોવો ભ્રમજી
શીયળ વ્રત નરનારી પાળી કરવું નિજ ખટકર્મરે. નિરમળ
સાતમ સેવા સંત પુરૂષની સ્નેહ ધરીને કરવીજી.
શ્રવણ હરી રસ કરવો સૌથી ઇરષાને પરહરવીરે.નિરમળ
આઠમ કર્તા એક લહીને કરજોડી કરગરીએજી.
માગી માફ અતી અઘ કેરી શુભપંથે સંચરીએરે. નિરમળ
નોમે નમ્રતા નિર્મળ ગ્રહીને ક્રોધ રૂદે નવ આણોજી,
લોભ લલુતા અળગાં કરતાં છુટયા જમને જાણોરે નિરમળ

દશમે દુશમન ક્રોધન જાણો સ્નેહી સઘળા બાળોજી
સઘળેરૂપ હરીનું સરખુ મનની શંકા ટાળોરે. નિરમળ
એકાદશીતો કરવી ઉમંગે આખી રજની જાગીજી.
સંસારને સઉ ફોકટ જાણી રેહેવું ભ્રમણા ભાગીરે, નિરમળ
બારસ દીન બપોરે જમવું આપાને અન્નદાનજી.
કલેશ રહીત સદાએ રેહેવું દ્વેશ રહીત નિદાન. નિરમળ
તેરશ દીન તનમન ધન અરપી ત્રીભુવનપતીને ચરણેજી.
સત સંગતનો સારજ લેવો સ્નેહે રહીને શરણેરે. નિરમળ
ચતુરદશીએ ચિંતા તજવી ધાર્યું ધણીનુ થાશેજી
મનસાથે એ માની લેતા બંધન બાધુ જાશેરે નિરમળ
પુનમ પુરણ પ્રેમ સહીત ભ્રમ ભોજન કરવું ભાવેજી.
લખ ચોરાશી ત્રાસે નાસે શદાય શુભગતી આવેરે.નિરમળ
આરીતે આચરતા આપે તાપ ત્રીવેધી નાસેજી
માહાસુખના સ્વામીને જપતાં શત્રુ સઘળા ત્રાસેરે નિરમળ.

### આરતી.૬૭

સંભૂ સત્ય રૂપા જય સંભૂ સત્ય રૂપા ચાદ ભુવનના ભુપા
આદ્ય અકળ અનૂપા હરે હરે હરે માહાદેવ. ટેક.
મંગળ રૂપ મહેશ ત્રિભુવનના ત્રાતા (૨)
આનંદમય અજરામર(૨)સુખનિધી સાક્ષાતા. હરે હરે ૧
નંદી વાહન નિત્ય વાધંબર ધારી. (૨)
સોહેભભુત સર્વાંગે (૨) તમને ત્રિપુરારી. હરેહરે. ૨
ગોર વરણ ભોરજાપતી આપે ત્રિસુળ ત્રિલોચનકર, (૨)

ગહન ગતી અકળીત તવ (૨) જગપિતુ જગદીશ્વર હરહર. ૩
ગંગા ધરી શંકરજી શીર પર શુભ લલાટ શશી સોહે (૨)
સુર સુખ શાતા દાતા (૨) શાશ જટા જોપે હરહર. ૪
વિશ્વ તણા પ્રતીપાળ કરુણા મય કરતા (૨)
ભકત વત્સળ ભવતારક (૨) દિન જન દુ:ખ હરતા હરહર. ૫
શીંગી ડમરૂ ડાકડે તમને પ્યારા (૨)
અહી આભુષણ અંગે મદનજીત ન્યારા હરહર. ૬
નેતી નિગમ તમને ગાવે હર રીધસીધ છે દાસી (૨)
ભાક્ષાના છો ભોગી (૨) વાસી કૈલાશી હરહર. ૭

લાવણી ૭૦ સ્ત્રિઓ ને શિક્ષા:

"ચાલો જઇએ દરસન કરવા ડાકોરમાં ઠાકોર બીરાજે છે" એ રાગ
સાંભળજો શિક્ષા બાઈ એનો પ્યાર ધરી મનમાં રાખો,
કદી ન કરશો શીયળ ભંગ કોઈ સત્ય વચન મુખથી ભાખો. ૧
પ્રભુ જાણીને પરણેલાના પ્રીતીથી સેવા કરવી,
અન્ય પુરૂષથી અળગા રહીને શુભ શીક્ષા અંતર ધરવી, ૨
અતી અવગુણ છે વ્યભીચારમાં ને દરશાવું સ્નેહ ધરા,
સુણી સમજસે સાર તેહ તો નહી ઇચ્છે એ કામ ફરી, ૩
ચારઘડી ના ચાંદરણાના જશે જુવાની દીન ન્યારે,
વૃધપણામાં વીપત વડી છે પરધણી નહી પાળે ત્યારે, ૪
જશે આબરૂ હલકાં પડશો દુ:ખ સમે કોઈ નહી પાળે,
સ્વાર્થ નો સ્નેહી પર પુરૂષ દુ:ખ જુખનુ નહી ટાળે, ૫
પીડ પડે વપુને પરહરશે ઔષધ નહી આણી આપી,

કહો ચાકરી કરેજ ક્યાંથી સંકટની વેળા કાપી. ૬
રહો રહો નહી નર્કા ભરોસે પરપુરૂષ નહી કોય તણો.
નહીપાળે એ નહીપાળે ભઈ કરજો ઉર વિચાર ઘણો ૭
સગાં સબંધી કુટુંબ કબીલો નિરલજ કહી પુંઠે ભાંખે,
સંપ સુખ સર્વત્ર ટળે વળી માન ગુમાવે બેઉ આંખે. ૮
કુત તણી શિક્ષાને લાયક વ્યભીચારી નારી પાપી,
નહી નરકમાં ઠામ ઠર્યાનો શોખે સંકટમાં સ્થાપી. ૯
કરો કરો નહી શોખ શુંદરી એ શોખે નહી કોય ઠર્યું,
પર પુરૂષની પ્રીત ન કરવી કૂર કુત એ એમ બન્યું, ૧૦
એ જીવ્યાથી ભલુંજ મરવું ધીક ધીક વારે વારે,
નફ્ફટ થઈને નામ લગાડ્યું માતાને મારા ભારે. ૧૧
ઘણી નારીઓ છકી જાએ ઈસકમાં એવા કામે,
પુરૂ ન પડીયું ભોગ માગતાં ઠરી ન બેઠી કોઈ ઠામે, ૧૨
જુઓ હકડી હરામ જાદી મગનલાલ ભડવો ભારે,
ખુન કર્યું એ સુખને સારૂ, ચઢયાં ફાંશીએ બેઉ ત્યારે ૧૩.
પ્રાય પતીને દગો દઈને અન્ય પુરૂષ સામું ભાળે.
પાપ પડે વિશ્વાસઘાતનું શીર તેહને તે કાળે. ૧૪
બ્રહ્મ બાળ સ્ત્રી ગૌ હત્યા વળી અન્ય કરમ બીજું ખોટું,
વ્યભીચાર વિશ્વાસઘાતનું પાપ સરવથી છે મોટું. ૧૫
જુઓ બાઇ વિચાર કરીને અલ્યા ગૌતમની નારી,
સલ્યા થઇ પડી ભુપરએ એવું કામ છે દુખ દારી. ૧૬
મોટાને એ પાપજ નડીયું જેની દેવ ગતી કાવે,

જપ તપ તીર્થ અનેક હોય તે ભસ્મ બળી ક્ષણમાં થાવે. ૧૭
રૂડો ભુંડો મોટો નાનો ગરીબ કે બહુ જર વાળો.
કરો કબુલ માબાપે આપ્યો અન્ય સમિપે નહી ભાળો ૧૮
અગનીમાં બળવુ એ સારૂ પાણીમા ડુબી મરવું
ભિખ્ય માગીને ખાવું પણ એ કામ ન કોદી આદરવું. ૧૯
પરમેશ્વરથી ડરી ચાલવું રેવું પોતાને ઘરમે.
પતીવ્રત પાળીને પુરૂ રાજી થાવું શુભ કરમે ૨૦
માટે શાણી શુંદરીઓ કહુ વારે હજાર પગે લાગી
વ્યભીચારનો છંદ છોડજો માહાસુખ લે સુખથી માગી. ૨૧

## લાવણી ૭૧. પુરૂષને શીક્ષા.

"પરથમ નમુ સરસ્વતી માત સારદા માત સારદા,, એરાગની
સમજીલ્યો મનમાં શીખ સજન તમે મારી (સજન)
ઇછો નહી કરવા જાર કરમ નીત્ય જારી. ૧
ઘણુ ક્રૂર એ કામ સાર નહી સારો (સાર)
એ અશક જડો મસ્તાન શીરપર મારો. ૨
પરનારી પુરી ઝાળ અગનના જેવી. (અગન)
નથી ઠરી બેઠા કોઇ ઠામ નારપર એવી. ૩
નાગણથી એનું ઝેર અતી ચઠીઆતુ (અતી)
વશ પડે મહા વિદ્વાન નથી છુટાતુ ૪
જન કઇક થયા પાયમાલ અતી અથડાતા (અતી)
જન કઇક ખોયા જાન જારમાં જાતા ૫
કઇ પરણીપતી જુવાળ ગયાછે ઉડી (ગયાછે)

કઇ ઇજતદારની ઇજત થઇ ભુંડી
કઇ લખપતી કોડીકાજ રઝળતા ઝાંખ્યા (રઝળ)
કઇ જતાં ફાંશીએ ભુંડા બગાડા બાખ્યા ૭
લંકાં કેરો રાય જુવો મહા બળીઓ (જુઓ)
પર પત્ની કેરે કાજ ભુમીમાં ઢળીઓ ૮
પરપત્ની કેરો મોહ ઇંદ્રને લાગ્યો (ઇંદ્રને)
ભગ શસ્ત્ર થયાં જે વાર ભોગ સૌ ભાગ્યો ૯
શશી જુઓ રમ્યો જાર જાહરે આપે; (જાહરે)
પેઠેકે હજુ ક્ષઇ રોગ મરેછે તાપે. ૧૦
મોહની સ્વરૂપ એ મોહ લગાડી વાશે. (લગાડી)
કાળજાકુ કોરી તરત માલ લઇ ખાશે. ૧૧
એ કદી દેખશે દામ તમારી પાસે (તમારી)
કરિ નખરાં નૌતમ નેટ પુંઠે તે થાશે. ૧૨
દેખાડે જુઠી પ્રીત વીત હણનારી (વીત)
મારે ચક્ષુના બાણ ચપળતા ભારી ૧૩
એ લેશે જોમ ને જાન વાહીને પ્યારા (વાહીને)
માટે કરી મીત્ર વિચાર રહોને ન્યારા ૧૪
વળિ કહે વેદને ન્યાય જાપ પુન્ય જાશે(જાપ)
સૌ ટળે સંપને જંપ અતી દુખ થાશે. ૧૫
જારીનો નહી કઇ ભાર તોલ જગ માંહી (તોલ)
ધણી અગત્ય પડે તો ધારે પાઇ કોઈ નહી ૧૭
કહિ લાલ ગાળ દે થાય ફજેતી પુરી, (ફજેતી)

જર વિના મરે તે અંતે જરાગ્માં ઝુરી. ૧૭
સંગાથ કરે નહી કોય દુરથી દેખે, (દુરથી)
તે નરને નીત્ય ધિક્કાર મુવાને લેખે. ૧૮
પરનારનિ પુઠ જે ફરે કરે વરણાગી, (કરે)
નહી કરે વણજ વેપાર હાથ પગ ભાગી. ૧૯
બાપના નામથી ધારે તેહને પૈસો, (તેહને)
વાવરે નઠારે કામ કરીને હૈસો. ૨૦
આલવા તણી નહી હામ દામ બુડાડે, (દામ)
એવા લફંગા લાલ દેવાળુ કાડે. ૨૧
થાય હાલ તરણથી તુચ્છ અવસ્થા આવે, (અવ)
નહી પેટ ભરાએ નેટ વેઠ કરી ખાવે. ૨૨
માટે કહે માહામુખરામ પાય હું લાગુ, (પાય)
તજો વ્યભીચારનો છંદ મુખથી માગુ. ૨૩

ગરબી ૭૨.

જો વિચારી જીવ તારી શી ગતી થશે. એ રાગ.
હે દયાળુ લેશ અરજ ઉરમા ધરો.
જાણી નીજ દાસ આસ પુરીરે કરો. હે દયાળુ ઢાળ.
શરણ પડ્યો શ્રી હરી હું તારે આશરે,
તુજ વિના ત્રિલોકમાં ન અન્ય માહરે;
સ્વાર્થી સગા થકી શુ અર્થરે સરે, હે દયાળુ. ૧
સુખ સકળ સંસારનુ તે દુખ રૂપી મને,
પગલે પગલે પાપી હું શરમીદ છુ ગને;

માટે પાયમાં પડી નમુ નમુ તને, હે દયાળુ. ૨
ચીત તો એ દેશમાં મારૂ ફરે હરી,
સુભ વિચાર સેવમાં રહેન તે ઠરી;
પ્રેર સન્મતી સદા હું કહુ ડરી ડરી, હે દયાળુ. ૩
જગધરા જરા કૃપા જો તારી થાયરે,
તો ત્રિવેધો તાપ પાપ દુર જાયરે;
કોણ હાથ શ્રી હરી વીનાજ સાયરે, હે દયાળુ. ૪
પપારૂપી પુરમાં તણાયોરે જઉ,
નાથ હાથ ઝાલજોજી કરગરી કહું.
ચરણ નાવથી હરી શરણમાં રહુ, હે દયાળુ. ૫
આધારહીન દીનને મલીન હુ ઘણો:
પદાર્થમાં હુન તુજ નામ ના ભણ્યો;
આપ આપજો અનુગરેહેજ તે તણો, હે દયાળુ. ૬
દીલ દયા ધરી હરી આવાગમન હરો,
ઉર વિષે આ અર્જ અંગીકારરે કરો;
માસુખ શરણ આવીઓ કંઆલ થઇ ખરો, હે દયાળુ. ૭

## પદ ૭૩.

શીદ કંર સંતાપ મન માન્યને કહ્યું,
અનેક નજર આગળે ઉડયા ન કો રહ્યું, શીદ કરે; ટાળ.
માયા જાળમાં વિંટાઇને તું શું વસ્યો;
સરેનહી અર્થ એમાં તાહારો કશો
દાલે હાથે આવીઆ હશો તેવા જશો, શીદકરે. ૧

શીર ફરે છે કાળ બાણ મોટુ સર્વથી.
શા જીવ્યા ઉપર તું ફરે ઉર ગરવથી.
અંધ તુ અભાગ્યા કેમ સમજતો નથી. સીદ કરે. ૨
જરૂર જાવું જરૂર જાવું ધીરજ શું ધરે
સજને સાર જો મળે તો અરથરે સરે
પુંન્જ કરી પાપના શું પેટકુ ભારે સીદ કરે. ૩
નથી જીવ દેહને નિકટ સમંધરે,
રણુમાં રઝળતો થવા ન ધાર ધંધરે.
સ્તવન કર શ્રી હરી તણુ તુ માન અંધરે. શીદ કરે ૪
કરેલ કરમ સાથ તારા મનમાં લહે,
બુરી ભલી વાસનાજ જકતમાં રહે,
મુદગળોના મારથી મુઓ નકો કહે શીદ કરે, ૫.
મારૂ મારૂ શું કરે નથીજ નેઠરે.
સંસારની વસવાયે તુ વહેછ વેઠરે,
ભાર કર્યો ભુમીને પડી માત પેટરે. શીદ કરે. ૬.
માત તાતને વીયા તે કોઈ તોરૂ નથી,
ફોલી ખાવા એ મલ્યાંતે ફોલશે અતી.
ઉગારશે ભજન કરે બ્રહ્માંડનો પતી. શીદ કરે. ૭.
ધાર્યું ધરણીધરતણુ સેજમાં થશે,
કલ્પના કરીને વ્યર્થ શા થકી ધસે,
જાણી જોઈ મોહ જાળમાં તું શુ ફસે. શીદ કરે. ૮
માટે રાખ પ્રીત પ્રભુજીની સાથરે.

કર સુકર્મ ધર્મ ધાર જોડી હાથરે.
પાર એ ઉતારશે અખંડ નાથરે શીદ ફરે. ૯
રટણ કરશો હરીતાણુ તજી કુકર્મરે
મનુષ્ય દેહનો જબરો એહ ધર્મરે
માહાસુખ કે જશે બીજી તણાઈશર્મરે. શીદ ફરે. ૧૦

લાવણી. ૭૪.

હે અખીલ ઇશ મુજ તાત વાત દીલ ધરજો
તું જાણી નિજ જન મન મેહેર હરી કરજો ૧
જય અષ્ટી સરજનહાર કષ્ટ કંઇ કાપો.
ધરી દીલ દયા મન નાથ હાથ શીર થાપો. ૨
હુ પાપી અધર્મી અતી મતી નહી કાંઇ.
છું છેક અજાણ્યો હરી રીત તુજ માહી. ૩
સંભાર્યું તારૂ નામ ક્ષણુ નહી સ્વામી.
ડરતો આવ્યોછુ શરણ ચરણ શીરનામી. ૪
તું વ્યાપી રહ્યો નીશદીન જકત સારામાં.
ધરીઆં તે કોટી બ્રહ્માડ રોમ તારામાં. ૫
તું શશી સુર્ય આકાશ તણોછુ કરતા.
તું જકત નિયંતા હરી દુષ્ટનો હરતા. ૬
તુંજ શકતી જગકરતાર પારનાઆવે;
સુર બ્રહ્માને વળિ નિગમ નેતી નિત્ય ગાવે. ૭
તું કરતા હરતા એક ભકતનો ત્રાતા.
શીવ સનકાદીક દરરોજ ગુણ તુજ ગાતા. ૮

તે કર્યાં અગ્નીને આભ મનુષ્ય સુખ માટે
વળિ પંચ ભુતની દેહ રચ્યાંએ ધાટે. ૨૨
મન બુધી જીવ અહંકાર કર્યાજવિચારી
રચી સ્રષ્ટી શ્રી જુગદીશ ચેત કરી ભારી. ૨૩
હે પ્રભુ માત તું તાત તું ભગની ભ્રાતા.
મુજ દાસ તણાં હરી દુખ કરો સુખ શાતા. ૨૪
હે નોધારા આધાર દીનના બંધુ;
કર અગણીત પાપો માફ દયાના સિંધુ. ૨૫
હે સ્વામી જકતનાઇશ શીશ કર ધારી.
જોશો નહી કરણી ધરણીધર તમે મારી. ૨૬
હું કામ ક્રોધને લોભથકી બહુ ભરીઓ;
આચરતા અનિતી કાજ જરા નવ ડરીઓ. ૨૭
કહે માસુખ વારંવાર પાય હું લાગુ
તુજ શરણે મારૂ મન રહે એ માગુ. ૨૮

લાવણિ. ૭૫.

અરે ઇશ આદીશ જુઓ મુજ સામું
તુજ કૃપા વડે કરતાર પારભવ પામુ. ૧
અરે અવીનાશી આશ દીલ તુજ રાખુ,
હું સમ દ્રષ્ટીથી સમીપ જુઓ એ ભાંખુ. ૨
કઇ કળી ન જાએ અકળ કળા અલબેલા;
ન્યારી દીસે તુજ ગહન ગતી અતિ છેલા. ૩
નીરંજન નીરાકાર હરી તું કાવે

અહંકાર રૂપ થઇ દાસ આશ અર્થઆવે. ૪
તું કાળ તણોછુ કાળ ભકતજન ત્રાતા;
તું નોધારા આધાર સુખનો દાતા. ૫
રોમ રોમ તુ રહ્યો સરવમાં વ્યાપી;
કરેવા સેવકનાં કામ સંકટો કાપી ૬
તુજ પદને વારો વાર નમી હું રહુછું;
મુજ કર્મો કર્મની આપ માફ એ કહુછું. ૭
મેં કર્યા નથી શુભ કર્મ ધર્મમાં ભુલ્યો.
હું વેઠ પેટની કરી જાળમાં ઝૂલ્યો. ૮
સંસાર જાળ દીનપાળ કૃપાથી જાએ.
જો મુકત કરો મહારાજ તોજ સુખ થાયે. ૯
તુજ ચરણરૂપી દે નાવ સિંધુમાં પડીઓ.
માયા જળ પ્રબળ થકી હું અંગે અડીઓ. ૧૦
સેવકનો ઝાલી હાથ નાથ ઉગારો.
તુજ વિના ત્રીભુવનપતી નથી કોઇ મારો. ૧૧
રૂડે ચીત ચોદેશ માહરૂ ફરતુ
એ મન તણા વીકાર હવે હરી હર તું. ૧૨
પ્રેરણા કરી સન્મતી પ્રેરશો સ્વામી
માગીલ માહાસુખ વારવાર શીરનામી. ૧૩

## પદ ૭૬ દ્રુપતીની સ્તુતી.

રાગ ધીરાના પદનો.

વિઠલજી વાહારે ચઢજોરે દ્રુપત સુતા વિનતી કરે,

શોક રૂપી સિંધુમારે, અબળા આંસુ ભરે. ટેક
સભા વચે શત્રુ થઇ લાગ્યો દુષ્ટ તે દુર્યોધન,
લજ્યા લેવાને તાકયો છે બાઝયો પ્રાણજીવન;
જનમનીરે દાર્શીરે જાણી જગતાત ખરે. વીઠલજી. ૧
જસોદાનંદન કંસ નિકંદન ધાજો ગોપીના ઇશ,
બળીઆ અમારૂ બંધન જાણી છોડાવજો જુગદીશ;
અલબેલા હું રહીછેરે આજ તાહરે આસરે, વીઠલજી. ૨
બહુ વાઘે મળી સુરભી ઘેરી, ચાલે કેટલુ જોર,
લજ્યા મારી જાશે જીવન ધાજો નંદકીશોર;
સોર સુણી મારોરે ભરૂસો તો છે ભારે. વિઠલજી. ૩
ભીમ અરજુન નિકુળ સેહેદેવ બેઠા જુધીષ્ટર રાય,
જોત જોતામાં પાલવ તાણ્યો કો ન કરે મારી સાહાય;
ધીરજ ધારી બેઠારે. વિરા વીના દુખ કોણ હરે વીઠલજી. ૪
કરણ દુશાશન સુકની લાગ્યા પુઠે જમ મતીભ્રષ્ટ,
ભીશ્મ સમીપે સાંમળીઆજી દેછે દુખ પાપીષ્ટ;
લખમી વર લજ્યા રાખોરે અરથ તું વીણ ન સરે. વીઠલજી.૫
નાદ સાંભળ્યો નારી કેરો ધર્મધોરીધર ધીર.
સભા સમક્ષે સાંમળીઆએ, નવસે નવાણુ પુર્યાં ચીર;
તાણી તાણી થાકયોરે મુંઢમતી હાર્યો ખરે, વીઠલજી. ૬
પ્રીત કરી પંચાળી ઉપર, લાજ રાખી ઘનશ્યામ.
જેને સાય સદા સામળીઓ જાય ન તેનું મામ;
માહાસુખનો સ્વામીરે આવાને નેટઆડો ફરે વીઠલજી. ૭

## કાવ્ય છંદ. ૭૭

વૃક્ષ નમે ફળવંત નમે ગરજી જન નિત્યે
નમે સકુળની નાર નમે નિર્મળ નર પ્રીત્યે;
નમે દ્વીરદ મદ પુર સજળ ઘટ નમે સદાએ,
નમે ગૌ તન શીર ભાર નમે નહી ઉટ કદાએ. ૧
સજન નમે સદાય મુરખ મન અક્કડ રાખે,
પડે કટીપર માર નમી જખમારી ઝાંખે;
મુઢ કરી પોકાર આપ જસ-આપ વખાણે;
ગણે ન ગણતો કોય સંત મુન્ય અછી જાણે. ૨
તળાવ તે છલકાય સરીતા ગામજ બોળે,
સાગર બોળે સકળ રહે પણ તેતો તોલે;
નિચાને અધીકાર મળેજ કદાપી મોટો,
મન જાણે મુજ તોલ નથી ભુપર છે ટોટો. ૩
રૈયત રૂડી પેર મહીપત પોતે પાળે,
રંક અને જરવાન ગણી સમ ન્યાયજ આલે.
પણ પાટીપત ગણે એકને આપે પ્યારો,
અવર ન જોયો જાય કરે તે પર જમ મારો. ૪
પરંપરાથી નીમ ધરા પર એવો ચાલે.
જેવા જેનો બાજ પંથ તેવા તે માલે;
કે મુખ માસુખરામ નમે નાણુ નવ બેસે,
જેવું જેનુ કૂળ પ્રકરતી તેવી પેસે. ૫

## કુંડળીઆ.

આતુર આતુરે માસમાં નમિ નમિ નાંખે પાય-
વિઘ્ન વિના થઇ મગનને સુખથી ઘેરજ જાય,
સુખથી ઘેરજ જાય બની અકડ જન આવે;
છાકયો છેલઇ માંહ્ય જુવે ઉંચુને જાવે,
જાણે જકત તમામ ખુંદ ગણવાને આતુર;
કહે મામુખ લપટાય કહોકુણ એમાં આતુર. ૬

## શુધારાવિશે. મનહર

સુધારાના સારથીનું મારથી પણ નકામ
કામન જો કીધું તેણે ધારેલુજ ધીરથી.
આલતામાંથી ચળાવી ધારેગાંમાં ધક્કો મારી
પરાણે પાડે પોતે પરો રહે પીરથી
નીર દરસાવે નેણ વડાં વડાં વદે વેણ
કેણાં તેવી રેણીમાં રમાય નહી વીરથી
ધીક એવા ઢોંગીલાને વદે માહાસુખ મુખ
મંજન કરાવો મુખ તેનું ખાળ નીરથી. ૭

## શ્રમશાવળી.

કરજો કરથી સુખ સાધન સેજ ગજે
તજે આપ અનીતિ અતી શુભમાં રમજો
કરિ પેલ બિજા જનને દરસાવ નકી
પ્રસરે શુભ રીત સદા જક જાય જકી ૮
શ્રમથી જનના ભળતા થઇ ભેદ લિજે

ગણિ આપિ તફાવત પંથજ શૂદ્ધ દિજે
અતિ કામકળાનું નથી બળમાં ફળવૂં
ધરીખિર વિરા ઉર માસુખ કે કરવુ. ૯
અભિમાન તજી સજ હામ કુપંથ કટે
હિત ઈછક નામ ધરે દુખ નાહિ મટે
મુખથી બકવા કરવે બહુ બોજ ઘટે
શિર સોંપવું માસુખરાંમ સુધાર સટે. ૧૦

## સવૈયા.

મરજીવા થઈ મમત ધરી તો કાજ કરો ધાર્યૂં નિરધાર
ઉદ્યમથી દહી દુધજ પામે ઘ્રત સહીત વીણુ જર મુઝાર
રંક જનો એ ઉદ્યમર્થ તો ભરીયાછે ભરપૂર ભંડાર
શ્રમ સેવ્યો કદી વ્યર્થ જાય કયમ અર્થ સરે નહી એ શુ યાર ૧૧
જન વિદ્વાન વિચારે મનતો ધાર્યું કામ કરે તે નેટ
હામ ધરી ઉદ્યોગ કરેતો મહીપત ઉચકે તેની વેઠ
બની સભાસદ થઈ સુધારાતણા સારથી ઠેઠેઠેઠ.
પડતુ મુકી પાછા નાસે નર એકે પથરે મા પેટ. ૧૨
હાશીનો નહી ખેલ સુધારો કરવો એ કપરૂંછે કામ.
નહી નહી અર્થ સરે રહી આળગા નાખી મોટમતામા નામ
જરની જરૂર ન દીસે ઝાઝી પણ વિદ્યાને ઉરમાં હામ.
ધરી આદરો આપ કાપતા અતિ અનીતી આઠે જામ ૧૩
તન મન ધનને પ્રીય ગણો તો પ્રીય ન ધરશો પરથમ પાય
આતુર ઉર જો હોય આપનું કરો પ્રવેશ સુધારા માંહ

શીરપર ઉચકી ભાર કર્યા પછી જાળવજો કીચડછે જ્યાંહ
કરવું તો નહી ડરવું પારો ડરવુતો નહી કરવું ક્યાંહ ૧૪
પરો રહીને મનમાં માને હું સરવેનો છું સરદાર.
સંકટની નિચે સ્વાન જાયને મન જાણે તાણુછુ ભાર
ભાંખે ભાષણ ભલાં ભલાં નીત્ય ઉરમાંતો છે ઓર વિચાર
એમ સુધારો થાય કદી નહી દરસાવ્યાની છે દરકાર. ૧૫
વિચારીને વિદ્વાન વદે પણ શઠ સાહસ કાઢે છે વેણ.
શીરપર આવળી પાઘમુકે પછી જોકદિ નિવડયું તે દુખદેણ
વદ્યુ વાક્ય કદી ફોક થાયતો લોક સકળ અવલોકે મુખ
મુછ અજાની પુંછજ ધારે ભલે ભોગવે ભુંડા સુખ. ૧૬
વિપત પડે તો ગ્રહી કાછડી ખશી જાય ખર હારી હામ
કરે થેકડી કદા કોકનો થઈ સામેલ કરે તે કામ
નાનમ છે નર એવાને નિત્ય નીચ ગણાએ ઠામે ઠામ
માટે કરજોડીને કેછે દ્રઢ મન રાખો માહાસુખરામ. ૧૭

દોહરો.

અર્થ ગર્થ સામર્થ વિણ ભરો ન ભારે હામ.
મોટા સંધે મત કરો કદીન માસુખરામ. ૧
વિવેક વિણ વિજય નહી જય લોભી જોદીશ.
પસ ચાહો વિણ વીનયતો સંકા રહે ખડી શીશ. ૨

કેવી કન્યા પરણવી

દોહરો.

રૂપે સજન ન રીઝશો જો જુવતી ગુણહીણ,

તરવું નૌકા કાણીમાં, સાગર પાર કઠીણ. ૩
રૂપ ગુણે સંપૂર્ણ જો, કૂળ નિચ્યાની હોય;
કંન્યા પરણ્યામાં કદી, દોષ ન લેશ કોય. ૪
વિષથી અમ્રીત શોધોને, પીધે થાયે ક્ષીમ;
લેવું જ્યમ શોધી સરસ, કોચડમાંથી હીમ. ૫
પરા કરી ગુણ રૂપને, શોધે જન જે કૂળ,
પામે પિડા દંપતી, એ અનર્થનુ મૂળ. ૬

કૂળવિશે.

વિદ્યાવંત વિવેકી જન, આદર સદનની માંહ.
કૂળ ઊંચુ તેનુ સદા ધરો ન શંકા કાંય. ૭
ભુખ્યા ઉપર ભાવછે, જર ઘરને અધિકાર;
જે ઘર સંપ સદા વશે, તે કુળવંત અપાર. ૮
એ કૂળતો છે કલ્પ વૃક્ષ, બેસે જન જે છાંય;
સુખ સકળ સંપન થશે જે સમરે મનમાંહ. ૯
છાપ કુળે નવ રીઝવું કરવો કાંક વિચાર;
આવે નહી અનુકૂળ એ સમજુ લેશે સાર ૧૦

દોહરા પરચુરણ.

ભમતી ભામની જેહની, કપટી મીત્ર પ્રમાણ,
ચાકર જો સામો ચઢે હોય કોય દીન હાણ. ૧૧
આપત કાળે મીત્રની, વૈભવ ભાગ્યે નાર
ભય વેળાએ ભ્રાતને પડતીમાં દાતાર. ૧૨
ઘડતા વૈરી સંગથી જાતામાં દરબાર,

રોગ દુખ દુકાળમાં જણાય જબરો પ્યાર. ૧૩
પરનારીના પાસમાં લપટાતાં મુજ વીર
વંદલ નિજ વપુ જાણવું, ઉર પૂરણ ધરી ધીર. ૧૪
દારા દુષ્ટને શીષ્ય શઠ દુખીઆરાની પાસ;
વિશેષ રહે વિદ્વાનતો તરતજ પામે ત્રાસ. ૧૫
વશમાં પુત્રજ જેહનો પદમની પાળે વેણ;
સદાકાળ સંતોશી રહે, સ્વર્ગ સુખ તે દેણ. ૧૬
નારી નિર્મળ શોધવી, જો જરછે નિજ પાસ.
વાંઢા રેહેવું વિત છતાં, અંતયે આફત આશ. ૧૭
સાહસ જુઠ કપટ અને મલીનતા મૂર્ખાઇ;
નિર્દયતા લોભીપણુ, ખટ ગુણ કામની માહી. ૧૮
પરચુરાણ દોરા કર્યા હિત શીક્ષાને કામ;
રાયપર અમદાવાદમાં, રહીને માસુખ રામ. ૧૯

છપો.

કુમીત્ર તેને જાણ સમક્ષ મીઠુ બોલે.
પુઠ દીઠ પાપીષ્ટ, છીડીઆં જુઠા છોલે,
દરસાવે ઉપર પ્યાર, ખારથી બળેજ મનમાં;
ચઢાવી સાધે કામ રઝળતા મુકે રણમાં,
મિત્રો સમજો મન વીશે, સારમીત્રમાં છે નહીં;
કે માસુખ તજશો નહીં, તો જીતી લેશો જાળ મહી. ૨૦
પુત્ર તેહનું નામ પીતાનું વેણજ પાળે,
જુવતી તેને જાણ, મળયાથી સુખજ આલે;

માત્ર તેહને જાણ્ય, સીર સંકટપર આપે;
બંધુ તેને જાણુ, ભીડતો ભ્રાતનિ કાપે.
પિતા તેહનું નામછે રણ માથે રાખે નહી.
કે માસુખ સંસારમાં, માત સતી સારી સહી. ૨૧

કક્કો. ૭૬

"મારા હરી વીનાએક વાત સરવે સુનીરે એરાગ
કકા થાકયો ક્રોડ ઉપાસન કરીનેરે,
આ કંઇક ગયા અવતાર ફેરા ફરીનેરે:
મુસ્તક ઉપર મારે તે ન સમજીઓરે,
આ) કરણી છોડી કુર ઇશ ન ભજીઓરે. ૧
ખખ્ખા ખોટા ખેલ માંહી મચ્યોછુરે,
કરીને અધ અંધાર પ્રૌઢ પચ્યોછુરે;
ખોટી ખુચ્યો માંહ વલખાં મારેરે,
પણ સારી વાત લગાર કાન ન ધારેરે. ૨
ગગા ગર્વ ધરીને મનમાં રીઝરે,
પણ ગુણ નીધી પુરણ બ્રહ્મ તુજને ખીજેરે
ગંદી દેહનુ ગુમાન છેજ નકાસુરે,
માને નહી તો મુઢ જો શબ સામુરે. ૩
ઘઘા તનનો ઘાટ જોવા જેવોરે.
પણ થાય પલકમાં ફોક અચંબો એવોરે;
આથાને વીસવાસે ખતા ખાશોરે;
આડતાં પડશો નેટ પછી પસ્તાશોરે. ૪

ચચા ચીતડુ ચોર બંધન નાંખોરે,
ગ્નાન અને વૈરાગ પાસે રાખોરે;
ચતુર ચક્ષુ ઉરનાં કાઢી ઝાંખોરે,
નીરભય થઇ ભગવંન મુખેથી ભાંખોરે
છછા દીઠુ શુન છતમાં છાતુયોરે.
કર્યો પ્રવાસ અપાર તોય ન થાકયોરે;
લાભ ન દીઠો લેશ માયા છળશેરે,
આ હજુ હાથમાં દાવ વેળા વળશેરે. ૬
જજો જીવ્યું ફોક જકતે ન જાણ્યોરે,
આ ભકત બની ભગવંત રંગ ન માણ્યોરે;
નારાયણશુ નેહ નરણે નાણ્યોરે,
આ વ્યર્થ ગયો અવતાર તરીલો તાણોરે. ૭
ઝઝા ઝટ પટ ચેત કાળજ કુરોરે,
ખાધો રાણો રાય કાયર શૂરોરે.
વિષય સાર વિષપ્યાલો વિપ્રીત થાશેરે,
પીતામાંતો પ્રાણ પલકમાં જાશેરે. ૮
ટટા તારો ટેક રેશે નાહીરે
આ રહીશ રઝળતો છેક મારગ માંહીરે;
માટે આશ્રય ઇશતણો તુ લેનેરે,
આ મમતા મોટી મૂઢ જાવાદેનેરે. ૯
ઠઠા ઠગસે નેટ ઠગણી માયારે,
રેહશો ઠાલાઠોઠ વેઠજ વાલ્યારે;

આ માત ઉદરમાં ફરી અવતરવું પડશેરે,
એ અબ્યા જીવ અજ્ઞાન જુતીએ જડશેરે. ૧૦
ડડા ડાહાપણ દૂર કરી શું બેઠોરે.
જુઠા સુખમાં શુંજ સંતઇ પેઠોરે;
મનની મોજે જીવડા જોખમ સેહેશોરે,
ઉર વાગે ડર ડીધેલ કોને કેહેશોરે. ૧૧
ઢઢા ઢોલ વગાડીને હું કહુછુરે.
જુઠા સુખને શીદ ભરેસ રહુછુરે.
દુખ રૂપી સંસાર છે શીદ્ધ જાણોરે.
માટે પ્રભુ પર પ્રીત અંતર આણોરે ૧૨
તતા તરૂણી માત પિતા સુત બંધુરે.
નિજ સ્વારથને કાજ વળગ્યું સંધુરે.
સારૂ સૌ લેવાને આવસર કેહેશેરે.
દુખ સમે સૌ દુર જઇને બેસેરે. ૧૩
થથા પંથ નિર્તીને નિત્ય સંચરજોરે.
કામ ક્રોધ મદ લોભ મોહ પરહરજોરે.
આ કુર કરમ આચરતા ડંડર્યા ડરજોરે
ધરણીધરનુ ધ્યાન રૂદેમાં ધરજોરે. ૧૪
દદા મનુષ્યાદેહ અમર માગેરે
પણ એવાને આ રત્ન હાથ ન લાગેરે.
તેહ તમારે હાથ સેજે ચડીયુંરે,
પણ લેવાયો નહી લાવ છુટી પડીયુંરે. ૧૫

ધધા ધર્મ ધરીને ધીરજ રાખ્જોરે
સત સંગતનો સાર ઉગારક ઝાંખોરે.
ધરવ્યા દ્વેશ વિષેશ કલેશજ કાપોરે
એક ભજી હરી અન્ય આશ ઉથાપોરે. ૧૬
નના મરવુ નેટ નીયમ મોટોરે.
વાર બુંદની દેહ પડ્યો પરપોટોરે.
નથી ફુટતાં વાર કામ કયનશેરે.
આ થોડામાં લે સાર ભવ ભય ટળશેરે. ૧૭
પપા પરઉપકાર પ્રભુને વાલોરે
તન મન ધનથી ધોર ધરમને આલોરે.
દુખિયારાનું દુઃખ હરિ સુખ આલોરે
કરતા જાણી ધશ ગરવજ ટાળોરે. ૧૮
ફફા ફોકટ નેટ ફાંફાં મારે રે
ફુલ્યો શુજ ફરે છે કોણજ તારે રે.
જુઠોછે સંસાર માયા જુઠીરે,
જાવું આવ્યા જેમ વાળી મુઠીરે. ૧૯
બબા બહુ બહુ વાર તુ અથડાઓરે.
નીચ નરકની માંહ્ય તુ લપટાઓરે.
કલ્પ ગુમાવ્યા કંઈ ઠીક ન કીધુરે
હરી અપ્રીત મુકી નીચ વિખડુ પીધુરે. ૨૦
ભભા ભય ભગવંત ભજે નવ ધરશોરે.
નિંદ્યા જકતની જેહ તેથી ન ડરશોરે.

આવાગમનનું સંકટ જ્યમ ત્યમ હરવુંરે.
રહી નિતીમાં બ્રમ ભજન નિત્યે કરવુંરે, ૨૧
મમા છે મસ્તાન માયા મોટીરે
મોહ જાળમાં મૂન્ય નાંખ્યા કોટીરે
અળગી કીધી આપ તે નર તરીઆરે.
મુર્ખ ખાધા માર ઠામ ન ઠરીઆરે. ૨૨
યયા યસમુખથી જેજન હરીના ગાતારે,
સફળ કર્યા અવતાર ધન્ય તેની માતારે;
સમજ્યા તેતો સુત બીજા પાહાણારે,
જનુનીને ધિકાર સાર ન માણ્યારે. ૨૩
રરા રત સુંદીર અમર ફળ એછે રે,
ફરી ન આવે હાથ શું મુકી દેછેરે;
રહ્યું કોઇનું જોબન તારૂં રેશેરે,
એ જુઠાનો આશ દુખડું દેશેરે. ૨૪
લલા લંપટ લાજ નથી કંઇ ધરતો રે,
લુટાઓ જે વન તેમાં ફરતોરે;
જગ જુઠામાં લાવ સાચો લેનેરે,
નિર્મળ થઇને નામ હરીનું દેનેરે. ૨૫
વવા સંચો પંચભુતનો ભારીરે,
ફળ ચેતન પરબ્રહ્મ તણી સુખકારીરે;
કરેલ કરણી કર્મ સાથે આવેરે,
ભલી બુરી વાસનાજ અમર કાવેરે. ૨૬

શશા પદછે અષ્ટ જેને હાથેરે,
એ અખીલપતી આરાધ શીરની સાથેરે;
ટળશે તનના તાપ પાપ પ્રજળશેરે,
મટશે મહા જંજાળ સુખ સૌ મળશેરે; ૨૭
સસા સાચી શીક્ષા મારી માનીરે,
તજજે મનનો મેલ પામર પ્રાણીરે;
પરનિંદા પરનાર પરધન તજજેરે,
માગી પાપની ક્ષમા અંગ ઉપરથી સજજેરે. ૨૮
ષષા પીત પ્રષા શીર અગની વેઠયોરે,
ક્યાંથી આવ્યો કયાં જઇશ વિચાર ન પેઠોરે;
બની બાયલો અતી બાવરા બેઠોરે,
છાતી ઉપર કાળ નાંખ્યો હેઠો રે. ૨૯
હ હા હરી ગુણ માટે હેતે ગાજેરે,
રખે હારતો હામ હવે શુભ કાજેરે;
ભવ સાગરમાં નામ નૌકા મોટુરે;
ઉતરશોજી પાર ચીતજો ચોટયુરે. ૩૦
કક્ષો ભાવે જેજન સુગુણસે ગાશેરે,
ટળશે તનના તાપ નીરમળ થાશેરે;
પ્રજળે પ્રૌઢાં પાપ પદ શુભ મળશેરે,
આધી વ્યાધી અન્ય ઉપાધી ટળશેરે. ૩૧
સુંદીર અમદાવાદ શોભા વાળુરે,
આ રાયપર તેની માંહછે રૂપાળુરે;

વાશી માહાસુખરામ ઔદિચ્ય આપેરે,
કકો કીધો પુર્ણ પ્રભુ પ્રતાપેરે. ૩૨
મંદ મતીછુ દીન બુધી થોડીરે,
કરજો દોષજ માફ કહું કર જોડીરે;
ઓગણી એકત્રીસ આશ્વીન માસેરે,
કકો કીધો કોડ પુર્યા અવિનાશેરે. ૩૩

### કેફ વિશે છપો.

કેફ તણો વીશ્વાસ કરે જન જે કોઇ હાસે
પસ્તાશે બહુ પેર, પોક મેલીને રોષે,
જાણી સાર લગાર, પ્યાર કરી લેવા ધાશે;
દુખ અને દાળીદ્ર, હશે તેથી બહુ થાશે
સ્નેહી સમજો સારમાં, કડેકાણે જઇ જાચવું પડે
કહે માસુખ નીર વીત થઇ, નિચ્ય કીચે અથડઇ પડે

### છપો સોબત વિશે.

શાળ દાળને સંગ, ભાત નામ બદલાયું
નીર્બળ કેવઇ નીત્ય ખીચડી જુગ લેવાયું
દુધે કીધો સંગ છાશનો જ્યારે પ્રીત્યે
દધી ખાટુ ત્રત કાળ થઇ વલોવાયુ નિત્યે;
પકવાન કરે શેર પંદર તણુ ઝેર જરા જો જાય છે
કે માસુખ સંગે કરી, ઝેર બરોબર થાય છે

### છપો.

અફીણીઆનો સંગ અફીણી નિશ્ચે કરશે;

આમ જુગારી જન જુગટીઆ સાથે ફરશે;
ચોર તણો કરી સંગ ચોરી કરવાને ચાહે;
કરી કાયરનો સંગ સુરા પગ પાછો ધારે;
અસર ચઢે સોબત તણી સંદેહ કંઇ એમાં નથી,
માહાસુખ સોબત કરો પરથમ પારખી પ્રેમથી.

